ओरेम्

# સ્વર્ગમાં મહાસભા.

અર્થાત્ પુરાણોમાં દેવ, મહર્ષિઓ આદિપર મુકાયલા
અનૃત્-નીંદનીય આક્ષેપો વિરૂદ્ધ ઠરાવ કરવા મળેલી

## દેવતાઓની મ્હોટી સભાનું વર્ણન.

મૂળ હિન્દીપરથી

અનુવાદકર્ત્તા

મણીલાલ દામોદર મોદી.
મુંબઇ.

પ્રકાશક

જમનાદાસ નારણદાસ ચહાવાળા.
મુંબઇ પ્રદેશ આર્યપ્રતિનિધિ સભાના પુસ્તકાધ્યક્ષ.
મુંબઇ.

અમદાવાદ.
ધી ગુજરાત પ્રીન્ટિંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું.

સને ૧૯૧૫. સંવત ૧૯૭૨.
પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

મૂલ્ય રૂ. ૦-૨-૦.

ઓરૂમ્

# સ્વર્ગમાં મહાસભા.

અર્થાત્ પુરાણોમાં દેવ, મહર્ષિઓ આદિપર મુકાયલા
અનૃત્-નીંદનીય આક્ષેપો વિરૂદ્ધ ઠરાવ કરવા મળેલી

## દેવતાઓની મ્હોટી સભાનું વર્ણન

મૂળ હિન્દીપરથી

અનુવાદકર્ત્તા

મણીલાલ દામોદર મોદી.
મુંબઇ.

પ્રકાશક

જમનાદાસ નારણદાસ ચહાવાળા.
મુંબઇ પ્રદેશ આર્યપ્રતિનિધિ સભાના પુસ્તકાધ્યક્ષ.
મુંબઇ.

અમદાવાદ.
શ્રી ગુજરાત પ્રીન્ટિંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું.

સને ૧૯૧૫. સંવત ૧૯૭૨.
પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

મૂલ્ય રૂ. ૦-૨-૦.

# નિવેદન.

એકજ ઉદ્દેશથી પ્રકટ થતાં પુસ્તકો માટે વક્તવ્ય પણ એકજ હોય છે, આ પુસ્તક " સ્વર્ગમાં સબ્જેક્ટ કમિટી " ના અનુસંધાનમાં હોઇ, પ્રથમ તે પુસ્તક વાંચવાની હમારી ભલામણ છે, જેથી રસ–ક્ષતિ નહિ થાય અને આ પુસ્તક પ્રકટ કરવાનો હેતુ પણ પૂર્ણપણે લક્ષમાં આવશે. ઉક્ત પુસ્તકના લંબાણ ઉપોદ્ઘાતમાં પૌરાણિક લીલાને કેમ છાઇ અને તેથી દેશની કેવી દુર્દશા થઇ તેનો ઠીક ચિતાર આપ્યો છે. તેનો ઉલ્લેખ ન કરતાં હમે કેવલ એજ કહેવા ઇચ્છિએ છીએ કે આવા પ્રકારના પુસ્તકોનું ફળ અવશ્ય શુભ આવ્યું છે અને તે એકે પૌરાણિક મતના અગ્રગણ્યો–ઉપદેશકો અને લેખકો–જેઓ તેની એકએક અક્ષર અને માત્રાને પણ સત્ય હકીકત કહી હિંદુ ધર્મને જગતમાં ઘૃણીત બતાવતા તેઓ હવે એક એક લીલાને આધ્યાતિક સ્વરૂપ આપતા થયા છે! અર્થાત્ મૂખ બીનાને સ્વયં અસત્ય સ્વીકારી રહ્યા છે. રાધારાણી જેનું ભાગવતમાં પણ નામ નિશાન નથી પરંતુ જે વિના પૌરાણીક મત પ્રાણ વિનાનો મનાઈ ગયો હતો તેઓ હવે તો સ્ત્રીરૂપે ઉઠીને રાધા=ધારા અર્થાત્ ભક્તિની ધારા–સ્રોત બન્યાં છે! ટુંકમાં પૌરાણિક પંડિતો પોતે રહસ્યના રંગીન કોટલાનું ઉપલકીઉં ઉપજાવી કાઢેલું સ્વરૂપ જોવાજ બોધી રહ્યા છે નહિ કે તેની અંદરની લીલારૂપ લીલ ( Mush rooms ) નું! જે લીલ વૈદિક ધર્મરૂપી પ્રખર સૂર્યના તાપમાં અવશ્ય તેની દુર્ગન્દ દૂર થઇ–તેમાં કેવળ બુદ્ધિગમ્ય–સૃષ્ટિક્રમ અવિરૂદ્ધ એવા વૈદિક વિચારોજ શેષ રહેશે. હમે માનીએ છીએ કે આમ વસ્તુ સ્થિતિ હોવાથીજ દેવતાઓની મહાસભાનું બીજું અધિવેશન હજી ભરાયું લાગતું નથી!

**પ્રકાશક.**



॥ ॐ ॥

# સ્વર્ગમાં મહાસભા.

કાળચક્રના પાયા ( આરા ) ઘૂમાવતા જેવા સૂર્યનારાયણ ઉત્તરાયન થયા, કે દેવલોકમાં ઘોર ગભરાટ મચી ગયો ! આ ગભરાટનું કારણ લખતાં તો એક કરોડ શ્લોકનું મહા-મહાભારત બની જાય છતાં પણ પાઠકોના સંતોષાર્થ સંક્ષેપમાં બેચાર ખાસ કારણ જણાવવા અતિ આવશ્યકીય પ્રતીત થાય છે.

આ ગભરાટનું એક મુખ્ય કારણ તો એ છે કે જ્યારથી મી. ટક્કરે, ફક્કડ બની, મુક્તિસેના બનાવી અને ( War cry ) 'સંગ્રામઘોષણા' સમાચાર પત્ર કાઢ્યું, ત્યારથી દેવતા લોકને હર સમયે એ ભય ચાલુ રહેતો કે, ક્યાંક ઓચિંતું આ ટક્કરાસુરનું દળ, સીડી મૂકી સ્વર્ગમાં આવી ઉભરાઇ જાઇ, હમને મારી સ્વર્ગભુવનમાંથી ભગાડી ન દે ! ગત્ ૨૧ ડીસેમ્બર ૧૮૯૬ ને દિને ફ્રીમેસનના દેવતાએ સ્વર્ગમાં જઇ દેવતાઓને પ્રાર્થના કરી કે 'મહારાજ મ્હને ક્રીશ્ચીઅનોએ મારી નસાડી મૂકયો-ઇસાઇઓ મૃત્યુલોકમાંથી મ્હારી ઉપાસના ઉપાડી નાંખવા મથે છે, આપ સર્વજાતિપાલક છો, અત-એવ મ્હારી રક્ષા કરવી આપની ફરજ છે.' ફ્રીમેસન ચર્ચના દેવતાની પ્રાર્થના સાંભળી દેવોના રાજા ઇન્દ્રને સ્મરણ થઇ આવ્યું કે સબ્જેક્ટ કમીટીમાં જે પબ્લીક મીટીંગ વા **મહાસભા** ભરવાનો પ્રસ્તાવ (ઠરાવ) પસાર થયો હતો તે હવે ભરવી જોઇએ. આ વિચાર ઇન્દ્ર કરી રહ્યા હતા, તેટલામાંજ અસંખ્ય પિતરોએ દેવ દરબારને ઘેરી લઈ કોલાહલ મચાવી દુહાઇ દેવા માંડી. આ ઘોંઘાટ સાંભળી ઇન્દ્ર મહારાજ પણ ગભરાયા અને દરવાનને કહ્યું કે એ લોકોને શાંત કરી દરબારમાં હાજર કરો; હુકમ મળતાંજ દ્વારપાલ બધાને અંદર લઇ આવ્યો.

પિતરોએ હાથ જોડી દીનવાણીથી જણાવ્યું કે "મહારાજ હમો ઘણા દુ:ખમાં છીએ-હમારામાંના ઘણા લોકો ઇંગ્લાંડ, અરબસ્તાનાદિ દેશના છીએ. હમે જે જે સુકર્મ કર્યાં હતાં તે કશાનું પણ હમોને ફળ મળ્યું

નથી અને વળી હમારા પુત્ર હમારૂં શ્રાદ્ધ સરખુંએ કરતા નથી, કે જેથી હમને અહિં ખાવાનું પણ મળે! પરિણામ એ છે કે હમે સર્વે ભૂખે મરીએ છીએ. યદિ હમને આ અંધેરની પ્રથમથીજ ખબર હતે તો હમે કદી સુકર્મ કરતેજ નહિ!" આ લોકોની વાતને આર્યાવર્તીય પિતરોએ ટેકો આપતાં જણાવ્યું કે "નિઃસંદેહ એ લોકો સત્ય કહે છે; અગર જો હમને એ ખબર હતે કે સુકર્મ અને કુકર્મ કરનારને સ્વર્ગમાં એકજ સ્થાન મળે છે, તો હમે સુકર્મ કરવાનો પ્રયત્નજ કેમ કરતે! જુઓને! જે મહિષાસુરે મ્હોટા મ્હોટા ઋષિયોને પીડયા, આપ સર્વ દેવતાઓને પણ યુદ્ધમાં ઝુંડયા, તેજ અસુર આજે મુક્ત પદવી પામીને આનંદ ભોગવી રહ્યા છે. વળી રાવણ અને બાણ આદિ અનેક અન્યાયી રાક્ષસ પણ મુક્ત બની અમન-ચમન ઉડાવી રહ્યા છે; તો અન્ય લોકોએ સુકૃત જખ મારવા કરવાં? મહારાજ! આપ આ વાહિયાત વાતો મટાડશો નહિ તો જગત્‌માં મહા અંધેર મચી જશે—"

આ પ્રાર્થના પૂરી પણ નહોતી થઇ કે દેવતાઓનું એક જૂથ આવી ઇન્દ્ર મહારાજને કહેવા લાગ્યું કે "મહારાજ આજકાલ હમે લોકો ભૂખે મરીએ છીએ, કયાંએ યજ્ઞ થતો નથી કે હમને ભાગ મળે. યજ્ઞ વિના ઉત્તમ ધૂમ નથી થતો; અને તે વિના વાદળાજ શાના બને-જેથી વર્ષાદનો અભાવ થાય છે; અવર્ષણથી સંસારની એ દશા છે કે શાકમ્બરી* દેવીની શાકભાજી પણ સુકાઇ ગઈ! હમારા ભક્ત જેઓ પ્રથમ પેંડા, બરફી, મોહનભોગ ધરાવતા હતા તેઓને હવે તો બાજરાના રોટલા પણ નથી મળતા!"

હવે **કાશી-વિશ્વનાથ** આ વાતની પુષ્ટિ કરતા બોલી ઉઠયા કે "હા મહારાજ! આજકાલ દેવતાઓને બહુ કષ્ટ છે. મ્હારીજ દશા જૂઓની! હું એક વખત ભાંગના તરંગમાં યવનોના ડરથી જ્ઞાનવાપી કૂવામાં જઇ પડયો હતો, ત્યારે કાશીના પંડાઓએ મ્હારે સ્થાને એક કામચલાઉ વિશ્વનાથ બનાવી લીધા, કિંતુ આશ્ચર્ય એ છે કે હજી સુધી કોઈ મ્હારા ભક્તને મ્હને કૂવામાંથી કાઢવાનું સુઝતું નથી-જો કે મારૂં મગજ ચોખાથી સડેલા પાણીની દુર્ગન્ધથી સડતું જાય છે અને કૂવામાં પડયો પડયો હું મહા કષ્ટ પામું છું અને મારી બદલીના (કામચલાઉ) વિશ્વનાથ શાશ્વત (હમેશના)

---

*માર્કંડેય પુરાણમાં લખ્યું છે કે શાકમ્બરી દેવીએ એક વખત બાર વર્ષ સુધી દેવતાઓને શાક ખવરાવી જીવતા રાખ્યા હતા!

બની જઇ મજાહ ઉડાવે છે ! હે દેવરાજ યદિ આપ હમારા સર્વેના કષ્ટ નહિ ટાળો તો હમો ભેગા મળી બલિને દેવતાના રાજા બનાવી લઇશું ! ”

આ સર્વની વાતો સાંભળીને ઈન્દ્રે અટ્ટ હાસ્ય કરીને જણાવ્યું કે—“હા ભાઇ, હવે તો ત્હમારી દ્રષ્ટિમર્યાદા વિસ્તૃત થઈ ગઇ છે, હવે ત્હમે અમેરિકા તરફ કેમ નજર નહિ કરો ! પરંતુ આપને સ્મરણ રહે કે ત્યાં તો હવે બલિનું બલ નથી રહ્યું, હવે તો પાતાલમાં પ્રજાતંત્ર ( રૅપબ્લીકન ગવર્નમેન્ટ ) થયું છે, યદિ સ્વર્ગમાં પણ આપ લોક સામ્યવાદ ( સરખાપણાના હકની વાત ) ચલાવશો, તો હું પણ, મર્ત્યલોકની મહાકૅાંગ્રેસ કરી મનુષ્યોમાંથી આપની ભક્તિ નાબુદ કરીશ ! વળી એ પણ ખૂબ યાદ રાખશો કે જેટલી આપ લોકોની ઉન્નતિ હું કરી શકીસ, તેટલી વિદેશીય બલિરાજા કદાપિ નહિ કરી શકશે. હું હમણાંજ સર્વ દેવોની એક મહાસભા બોલાવી આપ સર્વેના દુઃખ દૂર કરવાના ઉપાયો મહા યત્નથી કરીશ, આપ શાન્ત થશો.”

આટલું કહી ઇન્દ્રે દશે દિગ્પાલ અને સૂર્ય ચંદ્રાદિ પ્રધાન દેવતાઓને સમ્મતિ માટે બોલાવ્યા; જેઓ એક પલકમાં દેવરાજની અમરાપુરીમાં આવી વિરાજમાન થયા. સર્વ સમ્મતિથી પ્રથમ એક મેનેજીંગ કમીટી કાયમ થઇ; જેનું ખાસ કામ એ હતું કે સભાને માટે સ્થાનાદિનો પ્રબંધ કરી સભાના પ્રોગ્રામ–નોટીસાદિની વ્યવસ્થા કરવી. શ્રી સૂર્યનારાયણને આ કાર્યકારિણી સભાના પ્રમુખ–સભાપતિ, ચન્દ્રમાને ઉપસભાપતિ અને અગ્નિ દેવને સેક્રેટરી—મંત્રી નીમ્યા. કમીટીમાં પહેલી દરખાસ્ત એ થઇ કે વિઘ્ન–વિનાશક લંબોદરજીને હસ્તે વિજ્ઞાપન લખાવી વહેંચવા; પરંતુ શ્રી શુક્રાચાર્યે કહ્યું કે “હવે હાથથી લખીને ચિઠ્ઠીઓ મોકલવાનો જમાનો રહ્યો નથી, હવે તો એન્લાઇટન્ડ ઉત્ક્રાંતિનો–કલાનો જમાનો છે. માટે કોઇ પ્રેસમાં બે ચાર અબજ જાહેર વિજ્ઞાપનો છપાવી વહેંચવા જોઇએ; આજકાલ તો સ્ત્રી શિક્ષા ઉન્નતિ પર છે. ફલતઃ સરસ્વતી દેવી એક પળ માત્રમાં નોટીસ કમ્પોઝ કરી છપાવી નાંખશે.” આ સાંભળી ભુવનભાસ્કર ભગવાન્ ( સૂર્ય ) બોલ્યા કે “નોટીસો છાપી વહેંચવાની કાંઈ જરૂર નથી કેમકે ઇન્ટેલીજન્સ ડીપાર્ટમેન્ટે ( સમાચાર વિભાગે ) એટલી બધી ઉન્નતિ કરી લીધી છે કે એક નિમેષ ( સેકન્ડ ) માત્રમાં સર્વ સંસારમાં આ મહાસભાના સમાચાર પહોંચાડી શકાય છે. હું હેલોગ્રાફ ( સૂર્ય કિરણોથી સમાચાર મોકલનાર યંત્ર ) દ્વારા, મ્હારા મિત્ર શીતરશ્મિ ( ચન્દ્રમા ) ની નાઇટ ( રાત્રી ) સીગ્નલ

દ્વારા અને અગ્નિ દેવની તડિદ્દામ ( વિજળીના તાર ) દ્વારા પળ માત્રમાં સર્વત્ર સમાચાર પહોંચાડી શકીશ. આપ વિજ્ઞાપન છાપવા વહેંચવાનો કુથો છોડી બીજા કોઇ કામે લાગી જાઓ. ”

હવે મેનેજીંગ કમીટીએ સર્વ સમ્મતિથી અમરાવતીના ટાઉન હોલમાં વસન્તપંચમીને દિને એક મહતિ સભા ભરવાનું નક્કી કર્યું સભામાં ભારે ભીડ થવાની સંભાવના હોવાથી ઇન્સ્પેકટર જનરલ ઓફ ડીવાઇન હોસ્પીટલ્સ સીવીલ એન્ડ મીલીટરી ( અશ્વિની કુમારો ) ને બોલાવી આજ્ઞા કરવામાં આવી કે “ આપ આપની ડીસ્પેન્સરી સભા મંડપની જમણી બાજુમાં ખોલી રાખો અને સતત હાજર રહો, કારણ કે હાલ ન્યુમોનીક પ્લેગનો અધિક ભય છે.” ઉપરાંત ડીવાઇન મેલ સર્વીસ ( દેવતાઇ ટપાલ ખાતા )ના અધ્યક્ષ વાયુ દેવને આજ્ઞા થઇ કે “ આપ પણ અહિં એક પોસ્ટ ઓફિસ રાખો અને કોઇ પણ સભાસદના પત્ર આવે કે તુરત તેમને પહોંચાડી દેવા.”

આમ પ્રબંધ કરી મેનેજીંગ કમીટીએ વિદેશી દેવતાઓ માટે ટાઉન હોલના એક વિભાગમાં હૉટલ તૈયાર કરાવ્યું અને યુરોપીયન દેવતાઓને માટે ભોજન બનાવવા માતંગીની દેવી તથા ઉચ્છિષ્ટ ( એંઠી ) ચાંડાલનીને સંપૂર્ણ સીધા સામાન આપી નિયત કર્યાં. બંગળાના દેવતા માટે મત્સપ્રિયા બગમુખીને નિયુક્ત કરી, યવનદેશી અને આફ્રિકાના દેવોના ખાન પાનાદિ માટે કાજળગિરિનિભા કાલીજીને નિમ્યાં; વળી ચીન, જાપાન મલાયાદિ દ્વિપોના દેવતા માટે વાઘેશ્વરી અને પદ્મા દેવી ( જે કે બૌદ્ધ સંપ્રદાયમાં મનાય છે ) ને હુકમ મળ્યો. બીજી પણ સર્વ વ્યવસ્થા કર્યા બાદ હૉલને ધ્વજા પતાકાથી શણગારી મુખ્ય દ્વારપર ( Welcome to holy Gods ) પવિત્ર દેવતાઓને સ્વાગતનું સુંદર અક્ષર યુક્ત સાચા હીરા મોતીનું તોરણ ટાંગી દીધું. દ્વારપાળોને એવી આજ્ઞા થઇ કે વિઘ્ન કરનારનો બૂરો ફેજ કરવો અને સરળ ભાવવાળાને સભામાં સન્માન પૂર્વક બેસાડવા.

ધમધોકારે પ્રબંધનું કામ થઇ ગયું અને નિયત કરેલ વસન્તપંચમીનો દિવસ પણ આવી લાગ્યો. પ્રાતઃકાળથીજ સભા મંડપમાં દેવતાઓનું શુભાગમન થવા લાગ્યું. સૌ સૌને નિયત–સ્થાને બેસવા લાગ્યા. अ (A) બ્લોકમાં મૂલ–અસલી દેવતાઓ માટે ખુરશીઓનો હાર લાગી રહી હતી અને તેની વચમાં રત્ન જડિત સુંદર સિંહાસન સભાપતિ માટે ગોઠવવામાં આવ્યું હતું, જમણી બાજુના ब ( B ) બ્લોકમાં મહર્ષિ મંડળ તથા વેદોને માનનાર મુક્તાત્માઓ માટે આસન હતાં. क (C) બ્લોકમાં યુરોપીય અને

અરબાદિ દેશોના દેવતા અને પેગંબરલોક વિદ્યમાન હતા, જ્યારે द (D) વિભાગમાં નવા જમાનાના ઋષિ–તત્વજ્ઞાનીઓ અને ધર્માચાર્યો વિરાજમાન થયા.

દેવીઓને સ્થાન આપવા સંબંધમાં પ્રબંધકર્તામાં વૈમનસ્ય ઉત્પન્ન થઈ ગયું. કેટલાકની એ સમ્મતિ હતી કે દેવતાની વચમાં દેવીઓ–સ્ત્રીઓને તે વળી આસન શું ? સનાતન ધર્મીઓ સ્ત્રીઓને સભામાં બેસાડવામાં પાપ માને છે ! જ્યારે બીજાઓનો દાવો એ હતો કે જે દુર્ગા આદિ દેવીઓએ મહિષાસુર અને શુમ્ભ નિશુમ્ભાદિ અસુરોને યુદ્ધમાં સંહાર્યા, તેઓ હવે કોનો પડદો કરે ? વિવાદ પછી એ વાત સ્થિર થઇ કે अ વિભાગની પાસે દેવીઓ માટે એક "ખાસ સ્થાન" તૈયાર કરવું જ્યાં તેઓ બેસે અને આવશ્યકતાનુસાર સમ્મતિ પણ આપે.

આધુનિક ધર્માચાર્યાદિવાળા द વિભાગમાં આગળ બેસવાનો જબરો ઝગડો જામ્યો હતો ! એક બીજાને માટે સખત–કટુ શબ્દો વપરાતા અને કોલાહલથી સર્વ સભામંડપમાં અશાંતિ છાઇ ગઇ હતી, પરંતુ સભાપતિએ કાંઇક સમજાવીને અને કેટલેક અંશે દબાવીને પણ સર્વને ઉચિત સ્થાને શાંત બેસાડી દીધા. બાદ રીસેપશન કમીટી–આવકાર આપનારી (અભ્યર્થના) સભાના પ્રમુખ કુમાર **જયન્તે** પોતાનું—

## પ્રારંભિક વ્યાખ્યાન

શરૂ કરતાં જણાવ્યું કેઃ—"દેવ, દેવો, ઋષિ, મુક્ત અને ધર્માચાર્યવૃન્દ ! હું આપ લોકોને ધન્યવાદ આપવા યોગ્ય નથી; કેમકે કલીયુગી રામાયણમાં મ્હને કાગડો લખી માર્યો છે. ભલા આપજ વિચારશો કે હું મ્હારૂં દેવસ્વરૂપ છોડી કાગડો કેમ બનું ? પ્રથમતો યોગી વિના કોઇને પણ ઇશ્વરે એ શક્તિજ નથી આપી કે પોતાના શરીરને વિનામૃત્યુ છોડી બીજું શરીર ધારણ કરે. યદિ મ્હને પણ યોગી માન્યો જાય, તો શું યોગી એટલું પણ ન સ્હમજી શકે કે મર્યાદા–પુરૂષોત્તમ શ્રી રામચંદ્રજીની ધર્મપત્ની સતીસાધ્વી સીતાજી પરપુરૂષથી પ્રીતિ કરી શકેજ નહિ ! હું શું જખમારવા જાઉં ? વળી રામાયણમાં આગળ વધીને એમ પણ જણાવ્યું છે કે મહારાજ રામચંદ્રજીએ મ્હારી એક આંખ ફોડી નાંખી, પરંતુ આપજ જુઓ કે મ્હારા બન્ને નેત્રો કમળવત્ ખીલેલા છે. જો એમ કહો કે કાગડા–રૂપમાં આંખ ફોડી નાંખી હતી અને એથીજ હજી સુધી પણ કાગડાઓ કાણા હોય છે !

તો એતો મહા અન્યાય છે કે અપરાધ કરે હું અને આંખ સર્વ કાગડાની ફોડાય! વળી રામચંદ્રજી અને મ્હારા જન્મપૂર્વ પણ પુરાણોમાં કાગડાઓ હોવાનું લખાયલું છે પરંતુ તેમને બે આંખવાળા કદાપી નથી લખ્યા! અસ્તુ. હું મારી વધુ સફાઇ કરવા મ્હાતો નથી, કેમકે મર્ત્યલોકના મનુષ્યોએ કેવળ મ્હારીપરજ દોષારોપણ નથી કર્યું. એ સંતોષજનક છે કે તેમણે ભગવાન્ વિષ્ણુને પણ દોષોના ભંડાર બનાવ્યા છે! અને મ્હારી ખાતર નહિ તો પણ સમસ્ત દેવગણની દુર્દશા દૂર કરવાને માટે આપ લાખો કોશથી આ અમરાવતીના ટાઉનહૉલમાં વિરાજમાન્ થયા છો, તે માટે હું આપલોકને કોટયાનકોટી ધન્યવાદ આપું છું.

દેવવૃન્દ! પુરાણોને માનનારાએ તો સ્વર્ગને એક થીયેટર, હમને નગારચી–ઢોલી અને દેવાંગનાઓને નાચનારીઓ સ્હમજી રાખ્યાં છે; કેમકે પોતાના ન્હાના ન્હાના આનંદોત્સવમાં પણ લખી દીધું છે કે **देवादुन्दुभयो नेदुर्ननृतुश्चाप्सरोगणाः।** (અથવા) **अवादयन्तः पटहान् पुष्पवृष्टिं मुचोदिवि।** આ ઉપરાંત દીન ઇસ્લામીઆવાળા (મુસલમાનો) ના વિચારથી તો બેહિસ્ત (સ્વર્ગ) પણ હુરોનો બજાર છે. આ સર્વ વાહિયાત વાતોને દૂર કરવા માટે આપ સર્વ મહાનુભાવો આ ટાઉનહૉલમાં એકત્ર થયા છો, તે પરિશ્રમને માટે હું આપનો ફરીથી આ રીસેપ્શન કમીટી તરફથી હાર્દિક ધન્યવાદ માનું છું." (તાળીઓ)

આ વ્યાખ્યાન સમાપ્ત થતાંજ મહારાજ કુબેરે દરખાસ્ત મૂકી કે "આ મહાસભાનું અધ્યક્ષસ્થાન ભગવાન્ વિષ્ણુને આપવું." જો કે ઘણાઓએ તે વાતને અનુમોદન આપ્યું, છતાં ભગવાન્ વિષ્ણુએ તેનો માન સાથે અસ્વીકાર કરતાં જણાવ્યું કે "આજકાલ હમે તો કાંઇ કામનાજ રહ્યા નથી. જ્યારથી શંકરાચાર્યે વેદોની જડ કાપવાને સેલ્ફ ગવર્નમેન્ટ (સ્વરાજ્ય) ચલાવ્યું ત્યારથી ન્હાના બાળક પણ "**સ્વયંબ્રહ્મ**" બની બેઠા! સૃષ્ટિ કરતાં અને વેદ બનાવતી વેળા હું એકજ સ્વતંત્ર હતો, પરંતુ સૃષ્ટિ અને વેદોનો નાશ કરવા કરોડો બ્રહ્મ બની ગયા! હવેતો હમે સ્ત્રીઓને સોગન ખાવા માત્રના રહ્યા છીએ, વળી હમારા ભક્ત ગણાવવા છાતી અને નાક ફુલાવનારા તો ઉલટા હમને ગાળો દે છે! **महावराहो गोविन्दः** (વિષ્ણુ સહસ્રનામ) અર્થાત્ વિષ્ણુ મ્હોટો સુવર–ડુક્કર છે! તો આપજ બતાવો કે સભાપતિ બનીને ગાળો કોણ ખાય?"

વિષ્ણુ ભગવાનની આ વાત સાંભળી ભોળાનાથ શંકરે હસતાં હસતાં ઉઠી

ટાણો માર્યો કે " ગાળોથી આપ કેમ ગભરાવ છો ? ૧૬૧૦૮ પટરાણીઓ અને મનોહારિણી વ્રજ વનિતાઓનો રસાસ્વાદન તો આપનેજ કરાવ્યો છે ના! શું મીઠું મીઠું ગડપ અને કડવું થુથુની કહેવત ચરિતાર્થ કરો છો? રાસ કરતી વખત તો છ માસની રાત કરતાં ધરાયા નહોતા અને જરા વાર માટે સભાપતિ બનવામાં શરમાઇ શું જાઓ છો ? ગોપિયોના फणिफणार्पितन्ते पदाम्बुजम् । कृणुकुचेषुनश्चारु हृच्छयम् । सुरत वर्धनं शोकनाशनं विरत वीरनस्तेऽधरा मृतम् ॥ અર્થાત્ તમારા ચરણ તેમના સ્તનોપર ધરી કામ સાંત્વન કરાવનાર, તથા કામને વધારનાર, શોકનો નાશ કરનાર અધરામૃતની માગણી કરનાર—એટલુંજ નહિ પણ તે ક્રીડાથી દેવતાની સ્ત્રીઓ પણ કામથી પીડિત થઈ મોહ પામ્યાનાં ગીતો વ્હાલાહીમ લાગતા હતા ! તો પ્રેમી ભક્તોના મુખના महाबराह શબ્દથી કાન કપાય છે શું "

કૈલાસવાસી શંભુની વાત સાંભળીને સરસ્વતી દેવીના પિતા બ્રહ્માજી બોલ્યા કે—" વિષ્ણુને સભાપતિ બનાવવા એ ઠીક નથી કારણકે વિષ્ણુ ઉપરના દોષો પરત્વે આ સભામાં વિચાર થવાનો છે માટે મ્હારા આધિન મત મુજબ તો આજની સભાનું પ્રધાનપદ પણ દેવરાજ ઇન્દ્રને આપવું ઉચિત્ છે." અનેક વાદાનુવાદ તથા ટેકા અને ઉપટેકા પછી દેવરાજ ઇન્દ્રે સભાપતિનું સ્થાન સુશોભિત કર્યું. અને જેવા તેઓ વ્યાખ્યાન આપવા ઉપસ્થિત થયા કે જયઘોષ અને તાળીઓના કાન ફાડી નાંખે તેવા અવાજથી આખો ટાઉનહૉલ ગાજી રહ્યો.

## સભાપતિનું વ્યાખ્યાન.

" દેવવૃન્દ ! આપલોકોએ મને જે આ મહતી દેવસભાના અધ્યક્ષનું સ્થાન બક્ષ્યુ તેમાં આપે મારા અધિકારનો મોભો અને મારૂં માન વધારી આપની નિયમવર્તિતાનો અપૂર્વ પરિચય દર્શાવ્યો છે ! આ મહાન્ સભાના મહાન અધિવેશનનો ઉદ્દેશ એ છે કે મર્ત્ય લોકના મનુષ્યોએ દેવલોકપર જે અસંખ્ય ઘૃણીત દોષ લગાડયા છે અને દેવોને નામે જે નીચ સ્વાર્થના સાથી રહ્યા છે તેથી કેવળ આપણા દેવલોકનુંજ નહિ પરંતુ પરમકૃપાળુ પરમાત્માનું પણ સર્વથા અપમાન થાય છે.

" મ્હારા તો સમસ્ત પરિવારને પુરાણ બનાવનારાઓએ ચોર અને વ્યભિચારી લખી દીધો છે ! નૃસિંહપુરાણ અધ્યાય ૨૮માં મારા પુત્ર જયન્ત કુમાર માટે લખ્યું છે કે, રાજા સંતનુએ એક વૃન્દાવન વસાવી તેમાં

જે અત્યન્ત મનોહર બાગ બનાવ્યો હતો તેના ફુલ મારો પુત્ર ચોરી લાવતો હતો. એક દિવસ માળીએ તેને ફુલ ચોરતાં જોયો અને નૃસિંહ ભગવાને સ્વપ્નમાં આપેલી આજ્ઞા પ્રમાણે બાગની વાડીપર નૃસિંહનું નિર્માલ્ય છાંટી દીધું, જે ઓળંગવાથી જયન્તકુમાર એવો શક્તિહીન થઈ ગયો કે તે રથપર પણ ચઢી શકયો નહિ ! આથી સારથીએ તેને આપેલા ઉપદેશ પ્રમાણે તે બાર વર્ષ સુધી વૃન્દાવનમાં રહ્યો અને બ્રાહ્મણોનું ઉચ્છીષ્ટ ઉસેડી ખાતો રહ્યો, ત્યારે તેના શરીરમાં શકિત આવી ! ભલા આ કથાના બનાવનારને યદિ કોઇ પૂછે કે જ્યારે મુસલમાનોએ ભારતવર્ષપર આક્રમણ કર્યું અને દેવમંદિરોને તોડયાં—નૃસિંહજીની અનેક મૂર્તિઓના કટકે કટકા કરી ફેંકી દીધા, ત્યારે શું નૃસિંહજીનું નિર્માલ્ય નહોતું ? કે જેને ભારતભૂમિની સીમાપર છાંટી દેવાથી ત્હેને ઓળંગીને દેશમાં પ્રવેશ કરનાર યવનો બીલકુલ શક્તિહીન થઇ જતે ! વળી એજ નૃસિંહ પુરાણના ૪૩મા અધ્યાયમાં મ્હને વ્યભિચારી વર્ણવ્યો છે. જ્યારે હિરણ્યાકસ્યપ તપશ્ચર્યા કરવા ગયો ત્યારે હું તેની ગર્ભવતી સ્ત્રીને ઉઠાવી લઇ ગયો અને તેની સાથે વ્યભિચાર બુદ્ધિ કરી ! અને જ્યારે નારદે આવીને મને ભાન કરાવ્યું છે કે તે ગર્ભવંતી છે અને તેના ગર્ભમાં પરમ ભગવદ્ ભકત છે, ત્યારેજ હું સમજ્યો ! ! શું હું એટલો મૂઢ—અજ્ઞાની હતો, કે ગર્ભવતી સ્ત્રીને પણ ઓળખી શકયો નહિ ? અસ્તુ. આતો કાંઇ મહાનિંદા નથી. મારાથી વધુ વિષ્ણુની હાંસી ઉડાવી છે. એક ઠેકાણે લખ્યું છે કે સર્વ દેવોના કહેવાથી ભૃગુ ઋષિએ વિષ્ણુની [વક્ષ—સ્થળ] છાતી પર લાત મારી, પરંતુ વિષ્ણુ ભગવાનને તેથી એટલી બધી શાંતિ વ્યાપિ કે તે ભૃગુના પગ તળાસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે મારા કઠોર વક્ષ—સ્થળપર આપના કમળસમ કોમળ પગ પડવાથી તેને જબરી ચોટ લાગી હશે ! જ્યારે ભવિષ્ય પુરાણના ૫૬મા અધ્યાયમાં લખ્યું છે કે વિષ્ણુએ પોતાના ચક્રથી ભૃગુની સ્ત્રીનું માથું ઉડાવી નાંખ્યું ! કહો તો ખરા કે આ વખતે વિષ્ણુની પરમ શાંતિ કયાં ઉડી ગઇ હતી ? કે વિષ્ણુને અવધ્ય બ્રાહ્મણીને પણ મારત બીલકુલ સંકોચ થયો નહિ ! આ કર્મનું વિષ્ણુને એ ફળ મળ્યું કે તેને બરાબર અવતારો લેવા પડે છે ! હું સત્ય કહું છું કે જ્યારથી આવાઆવા ખોટા રીપોર્ટ મ્હારી ઓફિસમાં આવવા લાગ્યા ત્યારથી મહારૂં દફતર પણ ગંદું થઇ ગયું. નિઃસંદેહ હું સત્ય કહું છું કે મ્હને હવે આવા રીપોર્ટપર કિંચિત્ પણ વિશ્વાસ રહયો નથી. જે દાનધર્મ તેના માટેના યોગ્ય પાત્રના ઉપકારને માટે હતો તે હવે કેવળ હાસ્યાસ્પદ થઈ ગયો છે. ગૌદાન માત્ર એ અર્થે હતું કે તેથી

નિઃશક્ત વેદાભ્યાસી બ્રહ્મચારીના શરીરમાં શક્તિનો સંચાર થાય, પરંતુ હવે તો સ્વાર્થાન્ધ લોકોએ [1]સુવર્ણધેનુને હીરાના દાંત લગાડી દાન કરવાનું લખી દીધું છે. અરે ! એટલુંજ નહિ પણ આગળ વધી રત્નનીગાય દાન કરવાનું મહાત્મય બતાવ્યું છે. યદી વાસ્તવમાં સુવર્ણાદિ ગાયને ગાયજ માની જાય, તો તેના અંગ પ્રત્યંગને છૂટા કરી વેચી ખાવામાં મહાપાપ નથી શું ? વળી આશ્ચર્ય તો એ છે કે કુક્કર–સુઅરનું પણ દાન કરવાનું લખ્યું છે ! તલનું સુઅર બનાવી દાન કરવાથી, દાન કરનાર પુત્ર, કલત્ર–સ્ત્રી અને મિત્રો સહિત સ્વર્ગમાં સીધો ચાલી જાય છે !! તો વિચારવાનું છે કે સાચું સુઅર દાન કરનાર સ્વર્ગથી પણ એક વાંસ ઉંચો ચઢે કે નહિ !

" તીર્થોના મહાત્મ્ય વર્ણનમાં તો હાસ્યરસની હદજ કરી નાંખી છે; મ્હેં સ્વયંમારા નેત્રોથી જોયું છે કે પ્રયાગરાજના મહાત્મ્યમાં* જે માણસ ઉપર પગ અને નીચે માથું કરી ગંગા યુમનાના સંગમમાં આચમન કરે તો એક લાખ વર્ષ સુધી સ્વર્ગ સુખ ભોગવે ! મહાશય વૃન્દ ! આવી ખોટી નોંધોમાં દેવતાઓની એટલી બુરાઇ લખી છે કે જે સાંભળતાં પણ હાસ્ય ઉપજે છે. લંબોદરનું હાથીનું માથું અને સ્વારી ત્યારે ઉંદરની ! ભલા આપજ બતાવો તે કેવું બંધ બેસ્તું છે ?

" પ્રિય દેવ વૃન્દ ! આજકાલ ભારતવાસીઓ પર સ્વાર્થી લોકોએ જે ટેક્સ ( કર ) લગાવી રાખ્યો છે સંબંધમાં કેવળ એકજ દૃષ્ટાંત આપી મારૂં વ્યાખ્યાન સમાપ્ત કરીશ. દૃષ્ટાંત એ છે કે ઉજબક નગર નામના શહેરમાં એક ગબરગંડસિંહ નામનો રાજા હતો પોતામાં **યથા નામાઃ તથા ગુણાઃ** હતા, અર્થાત્ તે મહા મૂર્ખ અને આળસુ હતો, તેના અમલદારો અને હજુરીઓ મન માન્યા કાર્ય કરતા હતા, ગંડુરાજા એટલું પણ જાણતો નહોતો કે તેના રાજ્યમાં કેટલા ગામ છે અને તેના સુબા કોણ છે ! એક વખત અન્ય રાજ્યનો એક વેપારી ઘી વેચવા આવ્યો, પરંતુ ગામમાં પહોંચતાં તો સંપૂર્ણ ઘી તેનું મહેસુલમાંજ ખલાસ થઇ ગયું ! કોઇએ યુવરાજનો, કોઇએ રાણીનો, ક્યાંક રાજમાતાનો, ક્યાંક રાજાના ભાઇઓનો તો કોઇક ઠેકાણે મંત્રી, ઉપમંત્રીના કર લેવાઇ ચુકયા અને આખરે તે વેપારીના કપડાં સુદ્ધાં સિપાઇઓએ ઉતારી લીધા ! ત્યારે બીચારો રોતો રોતો રાજા પાસે ફર્યાદ કરવા ગયો, પરંતુ રાજાએ તેને ધક્કા મરાવી કઢાવી

---

૧. ભવિષ્યપુરાણ. અ. ૧૩૭–૧૩૮–૧૯૦. * કુર્મપુરાણમાં.

મૂકયો ! પેલો વેપારી ખૂબ પામી ગયો કે અહિંતો પૂરૂં અંધેર છે, અતએવ હું પણ ખૂબ માલ મારી શકીશ. તેની પાસે કોડી પણ હતી નહિ તો બીજું શું કરી શકે ? આથી સ્મશાન પાસે જઇને બેઠો, અને જે પણ મુડદું આવે તેના ડાઘુઓની પાસે રાજકરને નામે રૂ. ૧ પ્રથમ મૂકાવતો અને પછી પ્રેતદાહ કરવા દેતો. જ્યારે કોઇ પૂછે કે તમે કોણ છો ? તો કહેતો કે હું રાણીનો સાળો છું ! અનેક વર્ષો સુધી તે આ કર ઉઘરાવતોજ રહ્યો. કેટલેક વર્ષ રાજા ગબરગંડની માતા ગુજરી ગયાં અને સ્વયં રાજા સ્મશાનમાં ગયા, તેની પાસે પણ કર માગ્યો; અને રાણીના સાળાનું નામ સાંભળી બહુ ચકીત થયો. પરંતુ આખરે રૂ. ૧ મૂકીને આગળ ચાલ્યા ત્યારે રાણીસાહેબે પૂછયું કે શું હતું ? રાજાએ કહ્યું સ્મશાનનો કર આપ્યો: રાણીએ પૂછયું આપ સ્વયં રાજાને વળી કર કોને આપવાનો હતો ? રાજાએ કહ્યું કેમ અહિં રાણીના સાળાનો કર અપાય છેજ ને ! રાણીએ હસીને પૂછયું શું સ્ત્રીને પણ સાળો હોય ખરો ? આપ જરા શોચી વિચારીને તો બોલો ! રાજાએ ક્રોધથી ઉત્તર આપ્યો કે એતો હું પણ જાણું છું કે સ્ત્રીઓના સાળા હોય નહિ પરંતુ તેથી શું ? સનાતન ધર્મની રીતિની અવજ્ઞા કરવી તે પણ પાપ છે ને ? દેવ વૃન્દ ! આજ કાલ દાનની પણ આ જ દુર્દશા જગતમાં થઇ રહી છે. કોઇ મૃત્યુંજયના જપથી અમર થવા ચાહે છે; કોઇ શનિશ્ચર અને કેતુના પુજારીને થોડું લોખંડ અને તલ અડદ આપી શરીરને અજર અને નિરોગ બનાવવા ચાહે છે; કોઇ બે ચાર રૂપીઆની આપી કર્મફલને ટાળી ઇશ્વરીય નિયમનો ભંગ કરવાની ચેષ્ટા કરે છે ! મુક્તિના વિષયમાં પણ સંસારી જનોની એજ દશા છે. જે લોકોએ લાંચ લઇ લઇને જન્મભર શરાબખોરી અને બળજોરી કરી હોય તે પણ ઇસામસિહના શરણમાં આવીને—અર્થાત્ વિશ્વાસ લાવીને મુકિત માટે મ્હોં પહોળું કરી રહ્યા છે ! તેમજ ખુદા—ઇશ્વરની (મખલૂક)પ્રજાને ખાખમાં મેળવી મહમ્મદના મોહતાજ ( ગરજવાન્ ) બની નજાત—મુક્ત મેળવવા કેટલાક ઉત્સુક હોય છે, પણ પરમેશ્વર પર વિશ્વાસ નથી હોતો, ન સુકર્મોનો ભરૂસો રહેતો; એ માટે આપણે હવે એવો ઉદ્યોગ કરવો જોઇએ કે જેથી જગતમાં ઇશ્વિરની ભકિત વધે અને મનુષ્યોન શ્રદ્ધા સત્ય ધર્મપર ચોંટે. જો હજી પણ આપણે આળસ કરીશું તો જગતમાં નાસ્તિકો અને આસ્તિકાભાસોનોજ વિજય થશે. અને સત્યધર્મ નામ માત્રનો પણ નહિ રહે. હું ઇચ્છું છું કે આજની સભામાં આપ સર્વે પોત પોતાનો નિજ મત સ્વતંત્ર રીતે પ્રકટ કરશો." ( તાળીઓના ચાલુ અવાજો. ) સભાપતિનું બોલવું પૂરૂં થયું કે:—

## દેવર્ષિ નારદ

ઉભા થઇ કહેવા લાગ્યા કે "પુરાણવાળાએ મ્હારી પણ અસીમ નિન્દા કરેલી હોવાથી હું દરખાસ્ત મુકું છું કે (બ્રહ્મવૈવર્તાદિ) પુરાણ અને મ્હારા નામને કલંકિત કરનાર નારદ-પંચ-રાત્રાદિ પુસ્તકો કચરાના ખટારામાં નાંખી દેવા જોઇએ. હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે મેં તે પુસ્તકો કદિપણ બનાવ્યા નથી. વારૂ, મને શું જરૂરીયાત હતી કે હું ષટ્કોપી મતનું પ્રતિપાદન કરૂં? અને શીવમતનું ખંડન કરૂં? ન તો હું લાંચીઓ છું કે ડોમ (અંત્યજાદિ) નીચ જાતો પાસેથી કાંઇ ધન લઇને કોઇ આધુનિક પુસ્તક પર મ્હારો સીલ સીક્કો કરી દઉં? દેવી ભાગવત બનાવનારે જે વૃથા મારા પર દોષ મઢ્યા છે તે આપે અવશ્ય સાંભળ્યાજ હશે+ જુઓ તો મને વિષ્ણુએ કેવો છેતર્યો છે. મારા કપડાલત્તા અને તંબુરો આદિ લઇને ન્હાસી ગયા અને હું તળાવમાં સ્નાન કરતો હતો. જ્યારે બહાર નીકળ્યો ત્યારે હું સ્ત્રી થઇ ગયો! પછી રાજા તાલધ્વજ સાથે મારો વિવાહ થયો. જુઓ કેવી વાહીયાત વાત છે! આટલેથી સંતોષ ન પકડતાં વળી બીજી અપૂર્વક કથા મારે માટે દેવીભાગવતે ઘડી કાઢી. જેમાં તો મને વાંદરોજ બનાવી દીધો છે અને તે સ્વરૂપે રાજા સંજયની પુત્રી સાથ મ્હારો વિવાહ પણ ગોઠવી દીધો છે! વિચારો કે હું દેવર્ષિ થઇ મનુષ્ય સાથે વિવાહ કેમ કરૂં?

"આપે કદાચ એ નહિ સાંભળ્યુ હશે કે હમારા સભાપતિ દેવરાજ ઇન્દ્રને પણ એક વખત બેલ બનવું પડયું હતું! (દેવીભાગવત સ્ક. ૭ અ. ૯.) રાજા કકુત્સ્થ જ્યારે દેવતાઓની પ્રાર્થના સાંભળી દઇતો સાથે લડવા કબુલ થયા ત્યારે એ શરત કરાવી કે ઇન્દ્ર મ્હારૂ વાહન બને તો હું લડું. જુઓ કે જે ઇદ્રને વિષ્ણુ સુદ્ધાં રાજા માને તેને બેલ બનાવી કેટલી નિંદા કરી છે? મને તો પુરાણોએ ટપાલી, લડાવી મારનાર, અને ચાડીઓ બનાવી દીધો છે! એથી હું પ્રસ્તાવ કરૂં છું કે પુરાણોને રદ કરી દેવા જોઇએ." આ દરખાસ્તને અનુમોદન આપતાં:—

## મહર્ષિ પરાશરે

જણાવ્યું કે "બેશક પુરાણોને રદ કરવાંજ જોઇએ. કેમકે તેમાં હજારો અસંભવિત વાતો લખી મારી છે. મારા અને મારા પરિવાર પર

---

+ દેવીભાગવત સ્ક. ૬ અ. ૨૮. ૨૯. ૩૦.

પુરાણોએ જે ઘૃણીત દોષ લગાડયા છે તેનું વર્ણન હું પછી કરીશ, હાલ તો એક એવી ગાથા હું સંભળાવું છું કે જેથી આપ લોક કેટલાએ દિવસો સુધી હસ્યાજ કરશો! દેવી ભાગવત સ્ક. ૭. અ. ૯ માં એમ લખ્યું છે કે રાજા યૌવનાશ્વને ૧૦૦ સ્ત્રીઓ હતી પરંતુ કોઇને પુત્ર ન હતો; આથી રાજાને ઘણી ચિંતા રહેતી હતી, અને બ્યાકુલ ચિત્તે વનમાં ચાલ્યો ગયો. જ્યાં અનેક રૂષીઓને કહ્યું કે આપ સર્વ મળી એવો યત્ન કરો કે જેથી મને પુત્ર થાય! રૂષીઓએ સંતાન પ્રાપ્તિ માટે (પુત્રેષ્ટિ) યજ્ઞ આરંભ કર્યો જ્યાં મંત્રથી અભિમંત્રિત એક જલપૂર્ણ ઘડો સ્થાપન કર્યો હતો: તે એ માટે હતો કે જે સ્ત્રી તેનું પાણી પીશે તેને ગર્ભ રહેશે. એક દિવસ યૌવનાશ્વને રાત્રિના બહુ તૃષા લાગી અને તેથી પેલાજ યજ્ઞ-કળશનું જળ ભૂલથી પીધું! સ્હવારે જ્યારે યજ્ઞકર્તા બ્રાહ્મણોએ કળશ ખાલી દીઠો ત્યારે રાજાને પૂછ્યું કે આમાંથી જળ ક્યાં ગયું? રાજાએ કહ્યું એતો મેં તૃષા લાગવાથી પી લીધું હતું! જે સાંભળી સર્વએ કહ્યું કે ત્હને અવશ્ય પુત્ર પ્રસવશે. રાજાને એ જળના પ્રતાપથી ગર્ભ રહ્યો અને દશ માસ પૂરા થતાંજ રાજાનું પેટ ચીરીને બાળક કહાડ્યું! પછી રાજાના મંત્રીએ પૂછ્યું "**कन्धाता**" (આ બાળક ધાવશે કોને?) ત્યારે દેવરાજ ઇંદ્રે આવી કહ્યું કે "**मान्धाता**" મને ધાવશે!! આથી તે બાળકનું નામ માન્ધાતા રાખ્યું!! દેવગણ! આપજ કહો કે આ કથા:—

સાસુ કુંવારી, વહુ ગર્ભિણી, નણંદ ખાય છે સૂંઠ;
જોનારી બચ્ચું જણે અને વાંઝણી પાએ દૂધરે.

એ કડીઓના જેવી અસંભવ નથી? વિચારો તો ખરા કે પુરૂષના શરીરમાં ઇશ્વરેજ ગર્ભાશય નથી રાખ્યું, તો મંત્રના પાણીએ જઇને ક્યાંથી બનાવ્યું! ગર્ભિણી સ્ત્રીમાં દૂધ થાય છેજ તો મંત્રેલા પાણીએ જ્યારે ગર્ભ બનાવ્યો તો દૂધ કેમ ઉત્પન્ન કર્યું નહિ? વાસ્તવમાં આ વાહીયાત-ગર્હણીય કથાઓયુક્ત પુરાણોએ દેવભાષા અને વેદોને બદનામ કરી દીધા છે.

"દેવગણ! આ પુરાણોએ મ્હારા દાદા વશિષ્ઠથીજ મ્હારા કુલને કલંકિત કર્યું છે. લખ્યું છે કે વશિષ્ઠ વિશ્વામિત્ર સાથે લડવાને માટે બહુ આગથી ભડકી ઉઠયા અને એટલી ધપ કરીકે પોતાના સો પુત્ર મરાવીને પછી વિશ્વામિત્રને બ્રહ્મર્ષિ કહ્યા. વળી માતાના ગર્ભમાંજ મ્હને વેદ પાઠ કરતો પુરાણો બતાવે છે! શું એ સંભવીત છે કે કોઇપણ મનુષ્ય ગર્ભમાં પોતાનું

મ્હોં ઉઘાડી શકે ? ઇશ્વરે ગર્ભસ્થ બાળકના પોષણ માટે એ નિયમજ કર્યો છે કે બાળકનું મુખતો બંધ રહે અને નાભિના નાળ દ્વારા માતાના ભક્ષણ કરેલા અન્નાદિનો રસ બાળકનાં ઉદરમાં જાય. અસ્તુઃ વળી પણ એક અદ્દ્ભૂત વાર્તા સાંભળો, કે હું પરમ ધર્મજ્ઞ અને વેદજ્ઞ હોઇને પણ અવિવાહીત મત્સ્યગંધા પર મોહિત થઇ ગયો ! અને મ્હારી કામવૃત્તિને દિવસમાંજ સંતોષી લેવા મ્હેં ધૂમસ ઉત્પન્ન કર્યું ! વેદોમાં પણ એ 'कुहिर' શબ્દ આવે છે. ( निहारेण प्रावृत्ता उकथ शास्वरन्ति ) વળી સૂર્યના કિરણથી પૃથ્વીપરથી જે વરાળ બનીને ઉપર જાય છે તેને કુહિર કહે છે. અને તેથી જ્યારથી સૂર્ય પૃથ્વી બન્યાં છે ત્યારથી 'कुहिर' તો છે જ; પછી મ્હેં ક્યાંથી ઉત્પન્ન કર્યું[1] ! જે મત્સ્યગંધા સાથે મ્હારો વ્યભિચાર લખ્યો છે તેના જન્મની પણ અદ્દ્ભૂત વાત છે, જે સાંભળી અક્કલ કર્યું કરતી નથી.[2] એવી અસંભવિત કથા છે કે રાજા ઉપરિચરની ગિરિકા નામની ભાર્યા જે દિવસે ૠતુસ્નાતા થઇ હતી તે દિવસેજ ઉપરિચરના પિતાએ તેને શિકારે જવાની આજ્ઞા આપી. પિતાની આજ્ઞાને પરમ ધર્મ સ્હમજી ઉપરિચર વનમાં ગયો પરંતુ પોતાની ૠતુસ્નાતા ભાર્યાનું સ્મરણ રહેવાથી વનમાં ત્હેના વીર્યનું સ્ખલન થયું ! રાજાએ તે વીર્યને એક વડના પાંદડાના દડીયામાં મૂકીને પોતાના એક બાજને કહ્યું કે આ મારી સ્ત્રી પાસે લઇ જા—અવશ્ય તેને એથી પુત્ર પ્રાપ્તિ થશે ! પેલો દડીઓ લઇને બાજ આકાશમાં ઉડયો; પણ રસ્તામાં બીજા બાજો, તે બાજ માંસ લઇ જતો હશે સ્હમજીને, તેનાપર ધસી આવ્યા. તેમની સાથે તુમૂલ યુદ્ધ થયું જે દર્મિયાન પેલો દડીઓ યમુના નદીમાં પડી ગયો. તે નદીમાં પડેલું વીર્ય એક માછલી[3] ગળી ગઇ; એક મચ્છીમારે તેજ માછલી પકડી અને તેને ચીરતાં એક પુત્ર અને એક કન્યા તેના પેટમાંથી નીકળ્યાં ! પેલો ધીમર રાજા પાસે તે બન્ને બાળકોને લઇ ગયો. રાજા ઉપરિચરે પુત્રને પોતાનાજ સ્વરૂપવાળો જોઇ રાખી લીધો અને કન્યા તે મચ્છીમારનેજ સોંપી. એજ માછલીના પેટનો છોકરો રાજમત્સ્ય થયો અને છોકરી વ્યાસની માતા સત્યવતી થઇ! કહો વારૂ, આપે ક્યાંએ પણ આવી બેહુદી કથા સાંભળી છે ? શું અશ્વિની કુમાર અને ધન્વંતરીજી જે એમ કહે છે કે બાળકના અનેક પ્રત્યંગો ( અવયવો )

---

૧ દેવીભાગવત સ્કં. ૨ અ. ૨. ૨. દે. ભાગવત ૧. ૧.

૩ આ માછલી પ્રથમ આદ્રિકા નામની સ્ત્રી હતી : પણ શાપથી તે માછલી બનેલી હતી.

માતાના રજથી બને છે ? તે મિથ્યા છે કદાચ માની પણ લઇએ કે રાજા ઉપરિચરનું વીર્ય અમોઘ (નિરર્થક ન જાય તેવું ફળદ્રુપ) હતું તો તેમાં રજ કોનું અને કેવી રીતે મળ્યું ? જો માછલીનું રજ મળી ગયું માનીએ તે પણ અયુક્ત છે કેમકે જેને ઈંડા ઉત્પન્ન થાય છે તેના ગર્ભાશયમાં જરાયુજ સ્ત્રીઓના જેવું રજ થતુંજ નથી. અંડજ નારીજાતીમાં ગર્ભાશય પણ જુદાજ પ્રકારનું હોય છે. તે મનુષ્ય વા ગધેડાનું વીર્ય ધારણ કરી શકેજ નહિ. વળી ચિકિત્સાશાસ્ત્રની શરીર–રચના પ્રમાણે મુખથી ગયેલ વીર્ય સ્ત્રીના ગર્ભાશયના તે ભાગમાં પહોંચી શકતું નથી કે જ્યાં જવાથીજ ગર્ભ બંધાય છે; અસ્તુ.

"હમારી તો આ દુર્દશા કરી પરંતુ વ્યાસની પણ તેમજ કરી છે, જે સાંભળીને ભલા પુરૂષો અશાંત થઇ જાય છે. વ્યાસને દાસીપુત્ર કહી લખે છે કે વ્યાસે ૧૦૦ વર્ષ સુધી શીવજીની આરાધના કરી પુત્ર પ્રાપ્તિનું વર લીધું, પરંતુ ઘરમાં સ્ત્રી તો વ્યાસજીને મળે નહિ, તો પુત્ર ક્યાંથી થાય ? એક દિવસ પ્રાતઃકાળમાં અગ્નિ હોત્ર કરવા માટે અગ્નિ ઉત્પન્ન કરવા વ્યાસજી અરણિ ઘસી રહ્યા હતા તેજ સમયે 'ધૃતાચી' અપ્સરા ત્યાં આવી પહોંચી, તેને જોઇ વ્યાસજી કામાતુર થઇ ગયા ! પણ મનમાં વ્યભિચાર બુદ્ધ થવાથી ક્ષોભ થયો અને ચિંતા કરવા લાગ્યા; વ્યાસજીની ચિંતાતુર સ્થિતિ જોઇ ધૃતાચી ગભરાઇ અને ભયથી શુકી (પોપટી) બની ઉડી. વ્યાસજી શુકી જોઇને બહુ વિસ્મય પામ્યા અને અપ્સરાનું ધ્યાન ધરવા લાગ્યા, તેથી તેમનું વીર્ય પેલા અરણીપર પડયું અને તેથીજ શુકદેવ થયા ! જુઓ આ કેવી અનર્થક અને હલકટ વાત છે ? મ્હને આશ્ચર્ય તો એ છે કે જે શ્રીમદ્‌ભાગવતને પૌરાણિકો પુરાણોનું શિરોમણિ અને મહામાનનીય સ્હમજે છે તેમાં શુકદેવના વિવાહની કાંઇ વાતજ નથી. છતાં હજારો બ્રાહ્મણો પોતાને "વશિષ્ઠ ગોત્રી" બતાવે છે ! જ્યાં શુકદેવનો વંશજ નથી ચાલ્યો અને વ્યાસજીને શુકદેવ શીવાય બીજી સંતતિ પણ નથી થઇ તો જગતમાં વશિષ્ઠનું ગોત્ર આવ્યું કયાંથી ? શું પુરાણોમાં એમ પણ હશે કે કલિયુગમાં વિના માતાપિતા કોઇની ઉત્પત્તિ થાય છે ? હાં, દેવી ભાગવતમાં તો શુકદેવનો વિવાહ પીવરી સ્ત્રી સાથે થયેલો લખ્યો છે અને તેનાથી કૃષ્ણ, ગૌરપ્રભ, ભૂરિ તથા દેવશ્રુત નામના ચાર પુત્રોની ઉત્પત્તિ લખી છે ! આપણે નથી સ્હમજી શકતા કે પુરાણોમાં પરસ્પર વિરોધ કેમ છે ? અને વ્યાસેજ (?) બનાવેલ પુરાણમાં પોતાનાજ પુત્રના વિવાહ અને પરિવારનું

આટલું અધેર કયાંથી? એટલી તો કૃપા પુરાણ કર્તાઓએ હમારા વંશપર કરી છે કે શુકદેવપર કોઇ દોષ નથી લગાડયો છતાં જ્યાં બાપદાદાને કલંકિત કર્યા તો પછી છોકરા પણ તેવાજ ઠરે!

"સભ્ય દેવો! મ્હેં આપને બહુ વખત સુધી કષ્ટ આપ્યું છે છતાં હવે હું કેવળ એકજ વાત કહી મારૂં કથન સમાપ્ત કરીશ. આજ કાલના સન્યાસીઓ પોતાની ગુરૂ પરંપરા બતાવતાં કહે છે કે:—

**नारायणं पद्मभवं वाशिष्ठम् शक्तिं च तत्पुत्रपराशरंच,**
**व्यासं शुकं गौडपादं महान्तं, गोविन्द योगीन्द्र मथास्य शिष्यम् ।**
**श्री शंकराचार्य मथास्यपद्मपादंच हस्तामलकं च शिस्य-**
**न्तन्तोटक वार्तिककार मन्या नस्मद्गुरून्सन्ततमानतोस्मि ॥**

શુકદેવના શિષ્ય ગૌડપાદાચાર્ય, ગૌડપાદના શિષ્ય ગોવિન્દાચાર્ય, ગોવિન્દચાર્યના શિષ્ય શ્રી શંકરાચાર્ય થયા, પરંતુ એ સર્વનો સમય મેળવવાથી આ વાત સત્ય પ્રતીત થતી નથી. કેમકે શુકદેવનું સ્વર્ગ ગમન તો પાંડવોના જન્મથી પણ ૫૦—૧૦૦ વર્ષ પૂર્વ થયું હતું અને ગૌવિંદાચાર્ય તથા શંકરાચાર્ય તો બુદ્ધ દેવથી પણ સેંકડો વર્ષ બાદ થયા, તો પછી ગૌડપાદાચાર્યનું શુકદેવના સમયમાં હોવું કયાંથી સંભવીત હોય! અને તે શુકદેવના શિષ્ય પણ કેમ સિદ્ધ થઇ શકે?

ગૌડપાદાચાર્યનું સહસ્ત્રો વર્ષનું આયુષ્ય કલીયુગમાં હોતું તે વેદોથી તો વિરૂદ્ધ છે એટલુંજ નહિ પણ કલીયુગના રાજ્યમાં પુરાણોથી પણ નિષિદ્ધ મનાયું છે!" મહર્ષિ પરાશરનું સંભાષણ લંબાતુ હોવાથી સભાપતિ ઉઠીને કહેવા લાગ્યા કે "મહર્ષે! પરાશરજી! આપને એ અધિકાર નથી કે આપ સન્યાસીઓના વિષયમાં પણ કાંઇ બોલો—એ વિષયાંતર છે, વળી તે વિષય માં દત્તાત્રય તથા શંકરાચાર્ય પોતે વર્ણન કરનાર હાજર છે. હું ધારૂં છું કે હવે પંચ દેવોમાંથી કોઇએ પોતાની સમ્મતિ પ્રકાશિત કરવી જોઇએ." સભાપતિનું કથન સાંભળી સ્વયં—

## ભગવાન્ વિષ્ણુ

સહષ ઉઠયા અને બોલવા લાગ્યા કે—"સભ્ય વરો! આ મહતી સભામાં હું જે કાંઇ કહીશ તે આપ કેવળ નમુના રૂપથી યાતો રેખાદર્શનવતજ સ્હમજશો;

કેમકે સંસારના કૃતઘ્ની લોકોએ મ્હને તો કાષ્ઠનું પુતળું સ્હમજી રાખ્યો છે! અને મ્હારા નામથી સ્વયં વિષય ભોગ કરતા લજ્જીત થતા નથી. ભલા એ કયા ન્યાયની વાત છે કે જેને ઉપાસ્ય દેવ દેવી સ્હમજે તેમનેજ રાસમાં નચાવે! વળી મ્હારે નામે મંદિરોમાં વેશ્યાઓ નચાવે અને વ્યભિચાર કરે! પોત પોતાનો શોખ પૂરો કરવા માટે વિષયી લોકોએ મ્હને બદનામ કરી નાંખ્યો છે—કોઇ કહે છે કે વિષ્ણુ ગોલોકમાં રહે છે જ્યાં વિષ્ણુ સિવાય સવ સ્ત્રીઓજ રહે છે, કોઇ કહે છે દૈત્યોને મારવા વિષ્ણુ સદૈવ અવતાર લેતો રહે છે અને જે જે મનુષ્યને મ્હારા અવતાર તરીકે ઠોકી બેસાડે છે તેની ઉત્પત્તિ ચરિત્ર આદિ બાબતોમાં સૃષ્ટિક્રમ વિરૂદ્ધ વાતોની ભરમાર કરે છે. અસ્તુ. અવતારોની કથા હું પછી કહીશ, પ્રથમ મ્હારીજ દુર્દશા એ લોકોએ કેવી કરી છે તે હું સંભળાવું છું. મ્હને એ લોક મધુસૂદન અને કૈટભારિ કહે છે, પણ મધુ-કૈટભાદિને મારતાં પુરાણોવાળા મને કેટલાઓનોએ ઉપાસક બતાવે છે! ગણેશ પુરાણ અ. ૧૭–૧૮ માં બતાવ્યું છે કે જ્યારે હું મધુ અને કૈટભ સાથે લડતા લડતા થાકી ગયો અને પેલા મર્યા નહિ ત્યારે મ્હેં ગંધર્વનું રૂપ ધારણ કર્યું અને વનમાં જઇને બીન બજાવી શિવસ્તવન કર્યું. તો શિવજી બહુ પ્રસન્ન થયા અને મ્હને પોતાના દૂતો દ્વારા બોલાવી ફરી ખૂબ ગવરાવ્યું અન પ્રસન્ન થઇ ગયા અને વર આપવા તૈયાર થઇ ગયા. મ્હેં કહેલી મધુ કૈટભની કથા સાંભળી શિવ મહારાજ બોલ્યા કે ત્હમે ગણેશની પૂજા નહોતી કરી તેતી તમારો વિજય થતો નથી, માટે હું ત્હમને ગણેશનો મંત્ર બતાવું છું તે જપવાથી ગણેશ ત્હમારી પર પ્રસન્ન થશે અને તેથી વિજય મળશે. શિવજીએ સાથેસાથે એ પણ કહ્યું કે ગણેશના સાત કરોડ મંત્ર છે તેમાંથી ષડક્ષર મંત્ર ત્હમને ઉપદેશું છું! આ મંત્ર શીખીને મ્હેં તેને ૧૦૦ વર્ષ સુધી જપ્યો ત્યારે ગણેશજીએ પ્રત્યક્ષ થઇ દર્શન દીધા! જુઓ આ શિવજી અને ગણેશ કેવા ઠગારા છે કે જ્યારે મ્હેં બીન વગાડયું હતું અને શિવજીએ મને પોતાન પાસે બોલાવ્યો હતો ત્યારે ગણેશજી પણ ત્યાં હાજર હતા. ત્યાં મને વર ન આપી શક્યા! જ્યારે મેં સો વર્ષ જપ કર્યા બાદ તેઓ આવ્યા ત્યારે તેમના રૂપનું તેજ ૩ કરોડ સૂર્ય જેટલું હતું! એકજ સૂર્યના પ્રચંડ તાપથી આખું જગત્ તાપની બુમ મારે છે તો ત્રણ કરોડ સૂર્ય જેવા ગણેશથી હું પણ બળી ગયો નહિ. અને મધુકૈટભ પણ ન બળી મુઆ! વળી દેવીભાગવત્ અને માર્કંડેય પુરાણમાં એમ લખ્યું છે કે મેં દેવીની કૃપાથી મધુકૈટભને માર્યા! હા હું એક વાત કહેવી ભૂલી ગયો—

જે ગણેશજીના જપથી મને આવી સિદ્ધિ મળી હતી તે ગણેશ પોતે કોણ છે ? આપને તો સુવિદિત જ છે કે પાર્વતીના શરીરના મેલથી ગણેશજી બન્યા છે. મહાદેવજી * એક વખત વનમાં તપ કરવા ગયા તે અરસામાં પાર્વતીને સ્નાન કરવું હતું, તે માટે દ્વાર ઉપર કોઇ દ્વારપાળ જોઇતો હોવાથી પોતાના શરીરના મેલનું એક પુતળું બનાવી તેને સજીવન કરી દ્વારપર બેસાડી ન્હાવા લાગ્યા, નારદજી ત્યાં પહોંચી ગયા અને ઠીક ગમ્મત પડશે કરી શિવજીને ચઢાવી આવ્યા કે તમારી અનુપસ્થિતિમાં પાર્વતીને પુત્ર ક્યાંથી ! મહાદેવજી ક્રુદ્ધ થઇને ઘેર આવ્યા તો ગણેશજીએ રોકયા. પરસ્પરમાં બહુ તુમૂલ યુદ્ધ થયું જેમાં આખરે શિવજીએ ગણેશજીનું માથું ઉડાડી નાંખ્યું અને અંદર ગયા, જ્યાં પાર્વતીજી હજી ન્હાતાં હતાં ! શિવજીને પૂછ્યું ત્હમને અંદર કોણે આવવા દીધા ? ગણેશજીને મારવાની હકીકત જાણી પાર્વતી બહુ કલ્પાન્ત કરવા લાગ્યાં જેથી શિવજીએ તે પુત્રને જીવતો કરવા માટે તેનું માથું પોતાના દૂતો પાસેથી મંગાવ્યું: પણ તે તો ચંદ્રલોકમાં ગયું હતું, તેથી પત્તો ન લાગ્યો! આથી શિવે આજ્ઞા કરી કે પ્રથમ જે મળે તેનું શિર લાવો, તો દૂતો એક હાથીના બચ્ચાનું શિર કાપી લાવ્યા જે પેલા ગણેશજીના ધડપર મૂકી સજીવ કર્યા ! જૂઓ તો આ શિવ પાર્વતીનો તમાશો ! જે પાર્વતીએ પ્રથમ મેલનું આખું શરીર બનાવ્યું તે પછીથી એકલું માથું બનાવી સજીવ કરી શકયાં નહિ ! ફુઅડ જેવાં એવાં તો કેટલાં ગંદાં રહેતાં હશે કે શરીરનો ઘાટ બનાવવા જેટલો મેલ નીકળ્યો ! જે શિવજીને પુરાણ વાળાએ સર્વજ્ઞ માન્યા છે તેમને કેટલા અજ્ઞાન આ કથામાં ચીતર્યા છે? શું એટલું પણ જ્ઞાન ન થયું કે છોકરાનું માથું ક્યાં છે? અને તેમ નહિ કર્યું તો પણ વગરમાથાનો પણ સજીવ કેમ ન કર્યો ! શું કરવા બિચારા હાથીના બચ્ચાનો ઘાત કર્યો ? આવી બેહુદી હાસ્યાસ્પદ કથા કેવળ ગણેશજીના જ સંબંધમાં નથી લખી પણ મ્હને પણ દેવતાઓએ આમ છુમંતર કરી સજીવ કર્યો હતો ! મહાશયો ! હું એ વાત ગત સાલની સબ્જેક્ટ કમીટીમાં કહી ગયો હતો + હવે બીજી એક વાત શ્રવણ કરો. જે ગરૂડને મારૂં વાહન બતાવ્યું છે તેની સાથેજ મારૂં ઘોર યુદ્ધ પણ વર્ણવ્યું છે ! એ કહાણી એવી તો વિચિત્ર લખેલી છે કે પુરાણકારની બુદ્ધિ માટે પણ

* એમ પણ કથા છે કે પાર્વતીજી શિવજીથી રીસાઇ વનમાં ચાલી ગયા હતા અને પોતાની રક્ષા માટે ગણેશજીને શરીરના મેલથી ઉત્પન્ન કર્યા.

+ વાંચો સ્વર્ગમાં સબ્જેક્ટ કમીટી.

હસવું આવે છે. કથા એમ છે કે કશ્યપની સ્ત્રી કદ્રુ ( જેનાથી સર્પાદિ ઉત્પન્ન થયા ) અને ગરૂડની માતા વિનતા વચ્ચે એક દિવસ સૂર્યના ઘોડાના સંબંધમાં વિવાદ થયો કદ્રુએ સૂર્યના રથમાં જોડેલા ઘોડાને કાળા કહ્યા, વિનતાએ સફેદ કહ્યા, કદ્રુનું વચન સત્ય ઠરાવવા તેના પુત્રો સર્પ બધા ઘોડાની આસપાસ વીંટાઇ વળ્યા જેથી તે ઘોડા કાળા દેખાવા લાગ્યા, આથી વિનતા પોતાની પૂર્વ પ્રતિજ્ઞાનુસાર કદ્રુની દાસી બની, દાસી તરીકેનાં સર્વ કાર્ય કરવા લાગી. ગરૂડે એક વખત પોતાની માને પૂછ્યું કે ત્હમે આમ દાસીપણું કેમ કરો છો ? વિનતાએ પ્રથમની સર્વ હકીકત સંભળાવી. ગરૂડે પૂછ્યું એવું શું છે જે કરવાથી ત્હમારૂં દાસીપણું છૂટી જાય ? વિનતાએ પોતાની શોકય (કદ્રુ)ને પુછીને જણાવ્યું કે જો તું દેવતા પાસેથી અમૃત લાવી સર્પોને પીવરાવું તો હું મુક્ત થાઉં; તે સાંભળી ગરૂડ અમૃત લાવવા ચાલ્યા, માર્ગમાં પોતાના પિતાના દર્શન કરવાની જીજ્ઞાસા થઇ જેથી પિતા પાસે ગયો. અને દંડવત્પ્રણામ કરીને કહ્યું કે હે પિતા મ્હને ભૂખ લાગી છે, હું શું ખાઉં ? તે બતાવો.

"પિતાએ કહ્યું કે આ દ્વીપમાં સર્વ શૂદ્રજ વસે છે, તું તે સર્વને ખાઇ જા ! પરંતુ ધ્યાન રાખજે કે કોઇ બ્રાહ્મણને ખાઇ જવાય નહિ. ગરૂડે પૂછ્યું બ્રાહ્મણને કેમ ઓળખવો ? પિતાએ કહ્યું—જે તારા પેટમાં પચે નહિ તેને બ્રાહ્મણ જાણવો ! બસ ગરૂડજી તે દ્વીપના બધા મનુષ્યને મોંમાં લઇ લઇને સ્વાહા કરી ગયા ! તેમાં એક બ્રાહ્મણ પણ હતો. પણ તે પેટમાં જરાએ ઓગળ્યો સરખ્યો નહિ અને ઘોડાની પેઠેમ અંદર ઉછળવા લાગ્યો. ગરૂડે પૂછ્યું કે તું કોણ છું ? પેલાએ ઉત્તર આપ્યો કે બ્રાહ્મણ ! બસ ગરૂડની આજ્ઞા થઇ કે એકદમ પેટમાંથી બહાર નીકળી આવ ! પણ બ્રાહ્મણે હઠ કરી કે જે (ધાટણ) ભોયણ—ને મ્હેં મ્હારી ભાર્યા બનાવી રાખી હતી તેને પણ બહાર કાઢો તો નીકળું. ગરૂડે તથાસ્તુ કરી બન્નેને નીકળવા દીધાં !! અહિંથી ગરૂડજીની સ્વારી ઉપડી અને માર્ગમાં એક એવા વડ—વૃક્ષપર બેઠા કે જે કેટલાએ યોજનમાં ફેલાયલો હતો. ગરૂડના બેસવાથી તે વડની શાખાઓ તૂટી પડવા લાગી—એજ શાખાઓપર હજારો વાલ્ખીલ્ય રૂષીઓ તપ કરતા હતા ! યદિ ગરૂડજી તે શાખાઓને નીચે પડવા દેતે તો પેલા રૂષીઓ દબાઇને મરી જાત; એથી ગરૂડજી તે શાખાઓને પોતાના પંઝામાં પકડીને ઉડયા અને બહુ દિન સુધી ઉડતા ફરતા રહ્યા; બાદ પોતાના પિતાને પૂછ્યું કે આ હું ક્યાં મૂકું ? કશ્યપરૂષિએ કહ્યું કે અમુક પર્વતપર જઇને એને મૂકી

આવે, જેમ કરીને ગરૂડજી અમૃત લેવા સ્વર્ગમાં ગયા જ્યાં તે અમૃતકુંડના રખવાળો સાથે ભયાનક યુદ્ધ થયું અને રખવાળો હારી જવાથી ઇન્દ્રાદિ સમસ્ત દેવતાઓ આવ્યા, જે પણ હારી જવાથી મ્હને (વિષ્ણુને) બોલાવ્યો ! હું પણ ગરૂડ સાથે લડયો અને હું પણ થાકી ગયો ત્યારે ગરૂડે પ્રસન્ન થઇ કહ્યું કે 'હે વિષ્ણુ! હું ત્હમારાથી બહુ પ્રસન્ન છું તમે ઇચ્છિત વર માગો મ્હેં એજ વર માગ્યું કે મ્હારૂં વાહન બન!' દેવાનન્દ ! શું આપણે કોઇને છળથી વશ કરીએ તેવા છીએ ? જ્યારે પુરાણો મ્હને સર્વશક્તિમાન માને છે તો પછી આવા તેવા રેંજીપેંજી આગળ પણ મ્હને હલકો અને શક્તિ હીન કેમ બતાવે છે ?

"મ્હારા અવતારોમાંથી જે પૂર્ણાવતાર કૃષ્ણ બતાવીને તેના વિષયમાં જે અશ્લીલ અસંભવ કથાઓ ઘડી છે તે સર્વ વર્ણન કરી આપનો બહુ સમય રોકવો નિરર્થક છે છતાં પણ એકાદ બે અપૂર્વ કથાઓનું હું દિગ્દર્શન કરવું અત્ર ઉચિત સ્હમજું છું. આપ લોકોએ સાંભળ્યું તો હશે કે કૃષ્ણના મ્હોટા ભાઇ બલરામનો વિવાહ રેવતી સાથે થયો હતો, તે મહારાજ રૈવતની કન્યા હતી. તેને અત્યન્ત રૂપવતી અને ગુણવતી માની મહારાજ રૈવત પુત્રીને લઇ બ્રહ્મા પાસે ગયા. જે વખતે બ્રહ્માજી બીજી ખટપટમાં પડયા હતા તેથી રૈવત રાજા ત્યાં બેસી રહ્યા, અને બ્રહ્માજીને વિનતિ કરવાના યોગ્ય સમયની પ્રતીક્ષા કરતા રહ્યા. એક વખત વાત કરવાની તક મળી જવાથી મહારાજ રૈવતે પોતાની પુત્રી માટે સુયોગ્ય વર માટે યાચના કરી! બ્રહ્માજીએ હસી કહ્યું રાજન્! તું જેટલા વખત સુધી અહિં બેસી રહ્યો તેટલામાં મૃત્યુલોકમાં તો અનેક યુગાંતરો વહી ગયા, જેથી ત્હારા વંશમાં હવે કોઇ રહ્યો નથી માટે તું જલદી જા અને યદુવંશી બલરામ સાથે આનો વિવાહ યોજી દે અને રૈવતજીએ તેમજ કર્યું ! શું ત્યારે રેવતીજીનું શરીર પાર્થિવ પરમાણુઓનું નહોતું ? કે જેથી યુગાંતરો સુધી તેનું મૃત્યુ પણ થયું નહિ ! જો બ્રહ્મલોકમાં જવાથી મૃત્યુ નહોતું થયું કહેવાય, તો શરીર છોડયા સિવાય ત્યાં જઇ કેમ શકાય? આ ગપ્પગંડોએ મુચકુન્દની પણ એવીજ કથા લખી છે કે રાજા દૈત્યોથી દેવતાઓની રક્ષા કરવા સ્વર્ગમાં ગયા ત્યારે તેનું સર્વ કુટુંબ મૃત્યુલોકમાં મરી પરવાર્યું હતું. જો આ બન્ને કથાઓ માનીએ તો મહારાજ દુષ્યન્ત પણ જ્યારે સ્વર્ગમાં ઇન્દ્રની સહાયતા કરવા આવેલા તો તેનું કુટુંબ શકુંતલા અને પુત્ર ભરતાદિ કેમ ન મરી ગયા ? શું મૃત્યુનો નિયમ એક માટે અમુક અને બીજાને માટે તેથી વિપરીત હોય છે ?

"દેવવૃન્દ! આ કથાઓથી સિદ્ધ થાય છે કે મારા અવતારોના વિષયમાં બારોબાર મિથ્યા વાતો ઘડી કાઢી છે. જે કારણો માટે મ્હને અવતાર લેતો બતાવ્યો છે તે પણ હાસ્યજનક છે. ભલા, વિચારો તો ખરા કે જરા જેટલા બળવાળા કંસને મારવા મ્હારે પોતે પૂર્ણાવતાર લેવો પડયો તો જે સંસારમાં કંસ જેવા અસંખ્ય બળવાન લોકો છે તેમના પ્રલય માટે તો મ્હારામાં શક્તિ પણ સિદ્ધ નહિ થાય! વળી અવતારોનું પણ ઠામ ઠેકાણું નથી, કે તે કેટલા થયા? ગોકુળીઆ ગોસાંઈ સર્વે પોતાને કૃષ્ણાવતારજ બતાવે છે! શ્રીમદ્ ભાગવતમાં કૃષ્ણને અનેક સ્થળે સર્વજ્ઞ બતાવ્યા છે. પોતાના ગુરૂ **સાંદીપન**ના મરેલા પુત્રો લાવી આપ્યા હતા, પણ પોતાના પૌત્ર અનિરૂદ્ધને બાણાસુરે પોતાને ઘેર કેદ કર્યો હતો ત્યારે ત્હેમને એ પણ માલુમ નહોતું પડયું કે મ્હારો પૌત્ર કયાં છે? જ્યારે નારદ રૂષિએ જઇને સર્વ હકીકત કૃષ્ણને કહી ત્યારે ખબર પડી કે બાણાસુરની કન્યાએ ચિત્રરેખાદ્વારા અનિરૂદ્ધને ત્યાં મંગાવી લીધો છે. કોણ જાણે તે વખતે કૃષ્ણની સર્વશક્તિમત્તા અને સર્વજ્ઞતા કયાંયે ઉડી ગઇ હતી! હા, એક વાત હું કહેવી ભૂલી ગયો કે—જ્યારે બાલ્યાવસ્થામાં યશોદાએ કૃષ્ણને માટી ખાવાના અપરાધ માટે બાંધ્યો હતો ત્યારે કૃષ્ણે પોતાના મુખમાં ત્રણે લોક દેખાડયા હતા! ભલા! એ તો મુખ હતું કે દુનિયા માત્રનો નકશો? પરંતુ જ્યારે દુર્યોધને કૃષ્ણને કેદ કરવાનો પ્રબંધ કર્યો ત્યારે તે સર્વ સાધનસંપત્તિ ઉડી ગઇ હતી! યદિ કૃષ્ણ મ્હારા અવતાર વા મ્હારા જેવા સર્વજ્ઞ હતે તો પોતાના પ્યારા ભાણેજ અભિમન્યુને યમરાજને ત્યાંથી કેમ પાછા લાવ્યા નહિ? વાસ્તવમાં ન તો કૃષ્ણ મ્હારા અવતાર હતા ન તે સર્વજ્ઞ પણ હતા.

" જે પ્રહ્‌લાદને વિષ્ણુના પરમ ભક્ત લખ્યા છે અને જેને નૃસિંહની કૃપાથી પરમ વિજ્ઞાન પ્રાપ્ત થઇ મોહરહિત ભાગવતમાં બતાવ્યા છે તેનું બદ્રિકાશ્રમમાં રહેનાર નારાયણ સાથેનું ઘોર યુદ્ધ (દેવી ભાગવતમાં) પણ વર્ણવ્યું છે. નારાયણને પુરાણવાળા વિષ્ણુનો અવતાર માને છે* કહો એ ભક્ત પ્રહ્‌લાદની નારાયણ ભક્તિ કયાં ચાલી ગઇ? વળી જે નૃસિંહજીની સર્વથી અધિક પ્રશંસા અને શક્તિ લખી છે તેમનાજ સંબંધમાં પુરાણોના પણ ગુરૂઘંટાળ આકાશ—ભૈરવ તંત્રમાં લખ્યું છે કે જ્યારે નૃસિંહજીનો ક્રોધ કોઇપણ પ્રકારે શાંત ન થયો ત્યારે શિવ મહારાજની પ્રાર્થના કરાઇ તેથી

* तुर्येधर्मकलासर्गे नरनारायणावृषी भूत्वात्मशमोपेतमकरोद् दुश्चरन्तपः ॥ भागवत स्कंध १. अ.

નૃસિંહજીનો ક્રોધ શાંત કરવાનો ઉપાય શિવજી વિચારવા લાગ્યા—કોઇ પણ ઉપાય સૂઝયો નહિ, ત્યારે શિવજીએ શરભશાલવ પક્ષીરાજનું રૂપ ધારણ કર્યું અને નૃસિંહજીને પોતાના પંઝામાં દબાવીને આકાશમાં ઉડતા ફર્યા; જ્યારે નૃસિંહજી થાકી ગયા અને બહુ ગભરાયા ત્યારે શિવજીની સ્તુતિ કરી, જે દારૂણસપ્તક નામથી પ્રસિદ્ધ છે. આ શરભના રૂપનું વર્ણન આપ સાંભળીને ચકિત થઇ જશો:—

चन्द्रार्काग्निस्त्रिदृष्टिः कुलिशवरनखश्चंचलात्युग्रजिह्वः ।
काली दुर्गा च पक्षौ हृदयजठरगौ भैरवो वाडवाग्निः ॥
ऊरुस्थौ व्याधि मृत्यू शरभवरखगश्चण्डवातातिवेगः ।
संहर्त्ता सर्व शत्रून् जयति स शरभः शालवः पक्षिराजः ॥

આપજ કહો કે આ અવતારોના ઓઠા નીચે મ્હને ગાળો નથી ભાંડી ? વળી વામનના નામથી મ્હને છળી, અને લૂટારો નથી બનાવ્યો ? પુરાણોએ મ્હને શું પક્ષપાતી સ્હમજી રાખ્યો છે કે હું ઇન્દ્ર માટે વામન—ન્હાનુ રૂપ પ્રથમ ધરી ભિક્ષા માગવા જાઉં અને પછી વિકટ વિરાટરૂપ બનાવી તે નિરપરાધી બિચારા ભાવિકને લૂટી લઉં અને કેદ કરૂં ! હું એવો અન્યાયી છું શું ? વળી મ્હને બલીના ઘરપર સદા પહેરો ભરતો દેખાડયો છે. એ મ્હારૂં ઇશ્વરત્વ છે ? અસ્તુ ! એક બીજી પણ વાત મ્હને યાદ આવી છે. જ્યારે શાલ્વ કૃષ્ણ સાથે લડવા ગયો ત્યારે દ્વારિકાની રક્ષાનો ભાર બળરામને સોંપી કૃષ્ણ રણમાં ગયા, બહુ ઘનઘોર યુદ્ધ જામ્યું. શાલ્વે માયાવી વસુદેવનું માથું બનાવી કૃષ્ણને બતાવી કહ્યું કે ત્હારા પિતાને મ્હેં માર્યો છે. કૃષ્ણે તે સમયે તુરતનું કાપેલું શિર જોઇને મહાકલ્પાંત કર્યું અને લડવાનો તેનો હોંસ ઉડી ગયો, તે હતાશ થઇ ગયા. મૂઢની માફક કેટલોએ સમય તે ખિન્ન મને બેસી રહ્યા તેવામાં ત્હેમને ભાન આવ્યું કે બળરામને રક્ષાનો ભાર સોંપેલો છે અને તે એટલો નિર્બળ નથી કે શાલ્વ ક્ષણભરમાં તેને પરાસ્ત કરી આમ પિતાને મારી શકે; એથી નિશ્ચય આતો કોઇ દાનવી માયાની જાળ છે, જૂઓ આ કૃષ્ણની સર્વજ્ઞતા કેવી ભાગવતે બતાવી છે ! હવે શ્રીમદ્ ભાગવતની કથા સાંભળો. જ્યારે રૂકમણીના ગર્ભથી પ્રદ્યુમ્નનો જન્મ થયો કે તરતજ સૂતિકાગૃહથી કોઇ પ્રદ્યુમ્નને ઉઠાવી ગયું. પુત્ર વિરહથી શ્રીકૃષ્ણ અત્યંત દુઃખી થયા. અને કેટલાએ દિવસો સુધી રોતા રહ્યા; પરંતુ બહુ તપાસ કરવા છતાં પણ બાળકનો પત્તો મળ્યોજ નહિ; ત્યારે નારદે આવીને કૃષ્ણને સ્હમજાવ્યું કે સંબર દૈત્ય ત્હમારા પુત્રને ઉઠાવી લઇ ગયો

છે ત્હમે જરાપણુ ગભરાતા નહિ, તે સ્ત્રી લઇનેજ ત્યાંથી આવી ત્હમને મળશે. અને થયું પણ એમજ ! કે પ્રદ્યુમ્ન કેટલા વર્ષો બાદ સંબર દૈત્યને મારી પોતાની સ્ત્રી રતિ સાથે આવી શ્રીકૃષ્ણુને મળ્યા. યદિ પુરાણુકારને પૂછે કે જે શ્રીકૃષ્ણુ પોતાના મરેલા ગુરૂપુત્રને સ્વર્ગમાંથી પાછા લઇઆવતી વખત સર્વજ્ઞ અને તેમને જીવીત્ કરતાં સર્વશક્તિમાન્ બન્યા હતા, તે કૃષ્ણુ પોતાના પુત્રને કોણુ ઉઠાવી લઇ ગયું તે જાણુવા સમર્થ નહોતા, તો પછી ત્યાંથી લઢીને પાછા લઇ આવવાની તો વાતજ શી ? અવતારોના વિષયમાં ખૂબ લીલા રચી છે અને મ્હારે માથે પણુ બહુ કલંક ચઢાવ્યા છે. જય વિજયના સંબંધમાં જે કથા લખી છે તે પણુ એક વિચિત્ર ઉપહાસ્ય-જનક છે કે સ્વયંમુક્તિદાતા પોતાનાજ પાર્ષદો-દ્વારપાળોને બેગુનાહ રાક્ષસ બનાવે ! અને આપ "ગલન્તે પાંડિયા યજમાન ભી ગાલે "એ કહેવતની માફક જય વિજયને કારણુ મ્હારે પણુ માછલી અને કાચબો બનવું પડયું ! દરેક વખત હું ત્હેમને મુક્તિ આપતો રહ્યો અને પાછું ત્હેમને બરાબર જન્મવુંજ પડતું ! મહાશયો ! હું કયાં સુધી વર્ણન કરૂં ? એવી એવી વિષમ અને ઘૃણીત વાતો પુરાણુ કારોએ લખી છે કે એવો ઇશ્વર બનવા કરતાં હું તે પદનું રાજીનામું આપવું ઇષ્ટ સ્હમજું છું. નહિ તો આપ પુરાણોને રદ બાતલ કરી દો...." વિષ્ણુ મહારાજ તો વધુ બોલવા ઇચ્છતા હતા પરંતુ તેમાં કેટલાએ દિવસ વ્યતીત થાય તો પણુ પાર આવે તેમ નહિ હોવાથી ત્હેમને બેસાડી દેવામાં આવ્યા ! તુરતજ—

## સૂર્યનારાયણુ.

ઉપસ્થિત થઇ કહેવા લાગ્યા કે દેવવરો ! આપ સર્વે સારી પેઠેમ જાણોજ છો કે હું તે પરમાત્મા સૃષ્ટિ કર્તાની એ મહિમા પ્રકાશિત કરૂં છું કે જેથી તેનાં અસીમ વિજ્ઞાન અને અપૂર્વ કારીગરીનું ભાન પ્રાણીમાત્રને થાય છે ! ઇશ્વિરે મ્હને સૃષ્ટિ રચનાની આરંભમાં જ એ હેતુથી બનાવ્યો હતો કે મ્હારા આકર્ષણુથી અનેક લોકલોકાંતરો પોતપોતાની કક્ષામાં સુસ્થિત રહે ! પરંતુ પુરાણુકારોએ તો મ્હારી ઉત્પત્તિ અદ્ભુત પ્રકારની લખી છે. એમ લખ્યું છે કે કશ્યપની સ્ત્રી અદિતિના ગર્ભથી મ્હારી ઉત્પત્તિ થઇ ! ભલા આપજ કહો કે જો હું કોઇ સ્ત્રીવિશેષના ગર્ભથી ઉત્પન્ન થયો હોઉં તો મ્હારા જન્મ પૂર્વના મનુષ્ય અર્થાત્ મ્હારા માતા પિતા દેખતા પણુ ક્યાંથી હશે ! શું એ સર્વ આંધળા હશે ? વળી જે પૃથ્વી પરના લોક મ્હારી અત્યંત ગરમી સહન કરી શકતાં નથી તેના પરની

એક સ્ત્રી મ્હને ગર્ભમાં ધારણજ કેમ કરી શકે ? આ પ્રસંગમાં એ પણ હું જણાવું છું કે મ્હારા મિત્ર વાયુદેવ પર પણ એવોજ દોષ લગાડયો છે. કહે છે કે વાયુ જ્યારે પોતાની માતાના ગર્ભમાં હતો ત્યારે ઈંદ્રદેવ તે ગર્ભમાં ઘુસી ગયો ! અને તે બાળકના ૪૯ કટકા કર્યા; જ્યારે વાયુની માતાને તે જ્ઞાત થયું ત્યારે તેણે ઇંદ્રને શાપ આપ્યો ! શું આ અસંભવ અને અશ્લીલ વાત નથી ? કે દેવરાજ ઇન્દ્ર પોતાની સાવકી માતાના ગર્ભમાં ગયો ? અસ્તુ ! મ્હારા વિષયમાં પુરાણોએ જે કાંઇ લખ્યું છે તે બીલકુલ અસત્ય છે. દુર્વાસા રૂષી પાસથી કુંતીએ મંત્ર લઇ મ્હને પોતાની કુમારી અવસ્થામાંજ પોતાની પાસે બોલાવ્યો-મ્હેં વ્યભિચારની ઇચ્છા પ્રકટ કરી; તેણે માન્યું નહિ; ત્યારે કહ્યું કે ત્હારૂં કન્યાત્વ નષ્ટ નહિ થાય અને પુત્ર મ્હારા સમાનજ કાંતિવાળો થશે ! તેથી કુંતી રાજી રાજી થઇ ગઇ અને મ્હેં ( Rape case ) બળાત્કાર નો ગુનોહ કર્યો, ત્હેનું કન્યાત્વ નષ્ટ કરવાનો દોષ તો મારા પર લાગ્યોજ ! કેમકે ગર્ભસ્થાપન કરી હું પાછો આકાશમાં આવી ચમકવા માંડયો અને કુંતીને દસ માસ પૂર્ણ થયે એક પુત્ર થયો ! તેની ઉત્પત્તિ પણ વિલક્ષણ પ્રકારની લખી છે, કે તે પુત્ર કુંતીના કાનથી પેદા થયો ! આતો એક જીવરામ ભટ જેવા મૂર્ખાનંદના જેવી વાત થઇ કે એક ગામમાં કોઇ સોદાગર હાથી લઇને આવ્યો તે જોઇને આખા ગામવાળા ચકિત થઈ ગયા અને પેલા મૂર્ખરામને પૂછવા લાગ્યા કે આ શું છે ? તેણે ઉત્તર દીધો કે ભાઇઓ, આતો ( કાળી ) રાત બધી ભેગી થઇ ગઇ છે અને તે કાળાશ બધી હાલે ચાલે છે ! બસ તેવી રીતે રાધા દાસી પુત્રનુ નામ કર્ણ હોવાથી પુરાણકારોએ તે શુદ્રાના પણ બળવાન પુત્રને ક્ષત્રિય જન્મથી બતાવવાના હેતુથી ટોલ્લો લગાવ્યો કે તે તો કુંતીનો પુત્ર હતો અને રાધા પાળક હતી અને કર્ણ નામ હોવાથી કાનમાંથી ઉત્પન્ન બતાવ્યો ! જેમ પેલા મૂર્ખાએ હાથી કાળો હોવાથી કાળી રાતોની સમૂહ કહી દીધો ! વળી કર્ણને પોલાદના વજ્ર બખ્તર સાથ જન્મતો બતાવ્યો છે, તો આપણા અશ્વિનીકુમાર અને ધન્વંતરી કહી શકશે કે કયાંક માતાના ગર્ભમાં પણ બખ્તર થાય છે ? સમસ્ત પાંડવો અને કુંતીપર આ મહાન્ દોષ છે; ઉપરાંત મ્હને પણ પાગલ અનાચારી બતાવ્યો છે. વળી છાયાને મારી સ્ત્રી બનાવી છે. નૃસિંહ પુરાણ અ. ૧૮ માં મ્હારા વંશની અદ્ભુત કથા લખી મારી છે ! ત્વષ્ટાની કન્યા સંજ્ઞા સાથે મારો વિવાહ થયો અને મ્હારૂં તેજ સહન ન થઇ શકવાથી તે પોતાના પિતાને ઘેર પાછી ગઇ, જેણે તેને એમ સ્હમજાવીને પાછી મોકલી કે " હું ત્યાં આવી સૂર્યનું

તેજ ઓછું કરી જઇશ." તે મ્હારી પાસે આવી રહી, અને તેનાથી મ્હારા ત્રણ સંતાન થયાં—વૈવસ્વતમનુ, યમ અને યમી ( કન્યા ) પછીથી પણ સંજ્ઞા મ્હારા તેજને સહન કરી શકી નહિ તેથી પોતે ઘોડી બની ઉત્તરકુરૂ દેશ ( પંજાબ ) માં ચાલી ગઇ અને પોતાની છાયા ( પડછાયા )ને મ્હારી સ્ત્રી બનાવી મૂકી ગઇ, છતાં હું એટલો મૂઢ હતો કે મારી સ્ત્રી અને છાયામાં ભેદ જોઇ શકયો નહિ! તે છાયાથી મ્હેં બીજા ત્રણ સંતાન ઉત્પન્ન કર્યાં! મનુ, શનશ્ચર અને તાપી ( કન્યા ) છાયા પોતાના સંતાનોપર અત્યંત વ્હાલ રાખતી હતી અને સંજ્ઞાના બચ્ચાંપર જરા કરડી નજર રાખતી હતી. યમ અને યમીએ મ્હને એ હકીકત કહી; મ્હેં છાયાને સ્હમજાવી પણ તેણે માન્યુ નહિ અને ઉલટા યમ અને યમીને શાપ આપ્યા—યમને પ્રેતોનો રાજા થવાનો અને યમીને નદી બની જવાનો! આથી મ્હેં પણ છાયાના સંતાનોને શાપ આપ્યો કે શનેશ્ચર, તું ક્રૂર ગ્રહ થઇ જા અને તાપી, તું પણ નદી થઇજા. બાદ મ્હેં ધ્યાનાવસ્થીત થઇને જોયું તો જાણ્યું કે સંજ્ઞા ઘોડીનું રૂપ ધારણ કરી ઉત્તર કુરૂદેશમાં વિચરે છે, આથી હું પણ ઘોડો બની તેની પાછળ ભાગ્યો અને તેમાં બે પુત્ર ઉત્પન્ન કર્યા—જે આપ દેવતાઓના ડાકટર અશ્વિનીકુમાર અહિં વિદ્યમાન છે! સભ્યગણ, આપજ વિચારો કે હું ઘોડો કેમ બની શકું? જ્યારે હું ઘોડો બની કેટલાએ વર્ષો સુધી ઉત્તર કુરૂદેશમાં વિચરતો હતો ત્યારે જગત્‌માં પ્રકાશ કોણ આપતું હતું? શું પૌરાણિક પોપોએ એટલો પણ વિચાર નહિ કર્યો હોય? દેવવૃન્દ! આપ લોકોને મ્હારી પ્રાર્થના છે—બલ્કે આગ્રહ પૂર્વક વિનતિ છે કે આ **દેવકુલકલંકકારી** પુરાણોને ઇતિહાસના લીસ્ટમાંથી બીલકુલ કમી કરવાં જોઇએ, કારણ કે તેમાં ઇતિહાસને સ્થાને મનઘડંત ભંગડોના જેવી "બાર હાથનું ચીભડું અને તેર હાથના બી" જેવી વાહીયાત્ વાતો ભરેલી છે!"

## મહર્ષિ અગસ્ત્યે

ભગવાન્ સૂર્યનારાયણની વાતને ટેકો આપતાં દેવતાઓને સંબોધીને જણાવ્યું કે "પુરાણોનું નામ આજથી **પંચ** રાખવું જોઈએ, કેમકે તેમાં એવીજ હાંસી—ઠઠ્ઠાની વાતો ભરી પડી છે!

**"મ્હારા વિષયમાં લખ્યું છે કે હું સમુદ્ર પી ગયોઃ જો કે મ્હારો જન્મ ઘડાથી થયેલો બતાવ્યો છે! ઘડાથી ઉત્પન્ન થયેલો આખા સમુદ્રને કેવી રીતે પી જાય? ઘડામાં સમુદ્ર સમાઇ શકે છે? વળી, મ્હારૂં ચરિત્ર પણ**

કેવું બતાવ્યું છે તે પણ જાણવા જેવું છે:—આતાપિ અને વાતાપિ નામના બે દૈત્ય રહેતા હતા તે સર્વદા છળથી બ્રાહ્મણોને નિમંત્રણ કરીને બોલાવતા હતા અને તે દૈત્યમાંથી એક બકરો બનતો હતો અને બીજો દૈત્ય તે બકરાને મારી બધા બ્રાહ્મણોને ખવરાવતો હતો. અને તે બ્રાહ્મણના પેટ ચીરી પેલો બકરો બનેલો દૈત્ય બાહાર આવતો હતો. એક દિવસ મ્હને પણ તેઓએ નિમંત્રણ કર્યું પણ આપણે તો રહ્યા ગુરૂઘંટાળ ! તેથી પેલો બકરારૂપી દૈત્ય શરીરમાં પચીને પૂરો થઇ ગયો; પછી બીજા દૈત્યને પણ મ્હેં મારી ચટ કરી દીધો, અને ઉપરથી પીધો આખો સમુદ્ર, અને તે પાણી મૂત્રમાર્ગે કાઢી નાંખ્યું ! પછી વિન્ધ્યાચલ પર્વત સૂર્યને ઢાંકવાને માટે રોજ ઉંચોને ઉંચો વધેજ જતો હતો તેથી દેવતાએ મ્હને પ્રાર્થના કરી, તેથી હું પર્વતની પાસે ગયો તે પ્રણામ કરવા જમીનપર આડો થયો, ત્યારે મ્હેં તેને માથે હાથ મૂકી કહ્યું કે હું યાત્રા કરી જ્યાંસુધી પાછો આવું નહિ ત્યાંસુધી તું એમજ પડી રહેજે ! પછી હું તો તારો બનીને આકાશ મંડળમાં વિરાજું છું, અને વિન્ધ્યાચળ તો જેમનો તેમ પડીજ રહ્યો છે ! આ કામમાં મ્હને છળી–કપટી બનાવ્યો છે: હજી પણ મૃત્યુલોકમાં અસત્યની કાંઈ પરાકાષ્ટા બતાવવી હોય તો ‘ અગસ્ત્ય ઋષિના વાયદા ’ કહીને મ્હારી સદા સર્વદા બદનક્ષી કરે છે ! વળી જડ પર્વત્ ચેતનને પ્રણામ કરે અને હું મહર્ષિ તેની સાથે વાત કરૂં અને તે મારૂં સાંભળી આડો પડ્યો રહે મ્હારા આગળ ઉભેલો પર્વત સાષ્ટાંગ કરે તો તેનું માથું કેટલા ગાઉ દૂર રહે અને જો પાછો હઠી ( જેમ કરવાથી અનેક પશુ પક્ષી, ઝાડ, વનસ્પતિ અને મનુષ્યાદિ કચરાઇ જાય ) ને મારા ચરણ આગળ પણ માથું મુકે તોપણ એક મનુષ્યનો હાથ તે માથા ઉપર પહોંચેજ કેમ ? શું આ બધી પાગલો—ગમારોની કહાણીઓ નથી ? શું હમે મહર્ષિઓ માંસ ભક્ષી છીએ ? પુરાણોથી પણ પ્રાચીન પુસ્તકોમાં સમુદ્ર ખારો હોવાનું લખેલું છે. છતાં પણ તે જળ ખારૂં હોવાનું કારણ બતાવવા માટે તેને મારૂં મૂત્ર લખવું કેટલું બેહુદું ? આવી વાતોથી હમારા સર્વપર મહા દોષ આવે છે અને તે માટે સમસ્ત પુરાણોથી **समुद्रास्तृप्यन्ताम्** કરવું જોઇએ ! ”

## મહર્ષિ કપિલાચાર્ય.

**સાંખ્યશાસ્ત્રકાર એ પછી કહેવા લાગ્યા કે “ મ્હેં જે સાંખ્યશાસ્ત્ર બનાવ્યું છે તેને વિના ભણે વા વિના વિચારે ભાગવતકારે મ્હારો મત ઉલટો પ્રકાશિત કર્યો છે તે માટે ત્હેનાપર હું મ્હને ખોટી રીતે બદનામ**

કરવાનો આરોપ મૂકી તેનાપર ફર્યાદ માંડવાનો હતો પરંતુ હવે જ્યારે આપ લોકોએ ભાગવતને રદ કરવાનો પ્રસ્તાવ મુકયો છે તે માટે હું આપનો રૂણી છું અને ધન્યવાદ માનું છુ. પુરાણવાળાએ મ્હને પણ ચોરોનો રક્ષક બનાવી દીધો છે ! તેમણે લખ્યું છે કે હું તપશ્ચર્યા કરતો હતો ત્યાં રાજા ઇંદ્રિ, રાજા સગરના અશ્વમેધના ઘોડા છોડી લાવીને બાંધી ગયા. હું તો સમાધિસ્થ હતો તેથી મ્હને તેની કાંઇ પણ ખબર હતી નહિ. જ્યારે રાજા સગરના ૬૦૦૦૦ પુત્ર તે ઘોડાને સર્વ સ્થળે શોધી ચુકયા પણ પત્તો ન લાગવાથી તેઓએ પૃથિવીની નિચે શોધવા તેને ખોદવા માંડી જેથી સાત સમુદ્ર બની ગયા અને પછી ગંગાજી આવ્યાં ત્યારેજ તેમાં પાણી પણ ભરાયાં. પૃથિવીને ખોદતાં ખોદતાં ત્હેમને મ્હારો આશ્રમ પણ જણાયો ત્યારે તેમણે મ્હને હલાવ્યો જેથી મ્હારી સમાધિ ખુલી ગઇ અને આંખો ઉઘાડી જેવી તેમની તરફ દૃષ્ટિ કરી કે તે સર્વે બળી ભસ્મ થઇ ગયા ! વાહ આપજ કહો કે હું એવો હત્યારો છું કે ૬૦૦૦૦ મનુષ્યને હું બાળી નાંખુ ? તો પછી હમે રૂષી શાના થયા ! હમે તો સર્વ પ્રલયકારી કરાળ કાળજ ગણાઇએ ! વળી રાજા પ્રિયવ્રતના રથની કથા આથી પણ વિલક્ષણ લખી છે. સૂર્યની સ્પર્ધા કરવા તેની બરોબર જગતમાં પ્રકાશ રાખવાને માટે પોતે રથપર ચઢી સાત દિન ચક્કર લગાવતા રહ્યા, અને તેમના રથના એકજ પૈડાથી સાત ચીલા પડયા, તેનાજ સાત સમુદ્ર બની ગયા ! આ રાજાએ ૧૧ અબજ વર્ષ સુધી રાજ્ય કર્યું હતું ! કહો સભ્યગણ ! સાત દિવસ સૂર્યનું કામ પ્રિયવ્રતે કર્યું ત્યારે સૂર્ય પુરાણકારની પૂજા–પેટીમાં ભરાઇ રહ્યો હતો ? રાજા સગરના પુત્રોથી સમુદ્ર બન્યા તે સાચું કે પ્રિયવ્રતની રથના ચીલાથી ? વેદોમાં તો સૃષ્ટિના આરંભમાંજ સમુદ્ર ઇશ્વરે બનાવ્યા* એમ લખ્યું છે માટે આ ખોટાં સૃષ્ટિક્રમવિરૂદ્ધના પુરાણો અવસ્ય રદ બાતલ કરવાં જોઇએ."

## મહર્ષિ વશિષ્ઠજી.

હવે મહર્ષિ કપિલજીના કથનને અનુમોદન આપવા ઉપસ્થિત થઇ કહેવા લાગ્યા કે " સભ્યવૃન્દ ! આ પુરાણોના વિષયમાં હું શું શું કહું ? તે તો અસંભવ મિથ્યા–પ્રમાણ શૂન્ય–વાહીયાત વાતોનો ભંડાર છે મ્હારા અને મહર્ષિ વિશ્વામિત્રના વિરોધનું કારણ એમ બતાવ્યું છે કે એક વખત (રાજા) વિશ્વામિત્ર વનમાં શિકાર ખેલવા આવ્યા, મ્હેં ત્હેમને ધર્મજ્ઞરાજા સહમજી આમંત્રણ કર્યું. આવીને તેમણે મારા આશ્રમમાં ખાનપાનાદિની કોઇ પણ

---

* ततो रात्र्यजायत ततस्समुद्रोऽअर्णवः

સામગ્રી જોઇ નહિ તેથી બહુ આશ્ચર્ય થયું ! અને મારી પ્રતિ કાંઇક હાંસીની નજરથી જોવા લાગ્યા જાણે કે આ બાવો તે વળી શું આતિથ્ય કરી શકશે મ્હેં તેનું એ અભિમાન તોડવા અર્થે તેની તથા તેના અમાત્ય અને મ્હોટી સેના સમક્ષજ મ્હારી કામદુધા ગૌને આજ્ઞા કરી કે તું સર્વનો યથાયોગ્ય સત્કાર કર. મ્હારૂં વચન સાંભળતાંજ તેણે ફુકાર છોડી કે સહસ્ત્રો દાસ દાસીઓ ઉભા થઇ ગયા. ફરીથી પાછો તેણે ફુફાડો માર્યો કે સર્વ પ્રકારના ભક્ષ્ય, ભોજ્ય તથા ચોષ્ય અને લેહ્ય પદાર્થ તૈયાર થઇ ગયાં જે પેલા દાસ દાસીઓએ સર્વ અતિથિઓને પહોંચાડયાં ! આ અદ્દ્ભુત વાત જોઇને ગાધિસુત વિશ્વામિત્ર બહુ ચકિત થઇ ગયો અને કહેવા લાગ્યો કે હે મહર્ષે, આ ગૌ તો અમારા કામની છે તમે ભિક્ષુક તેને રાખીને શું કરવાના હતા! મ્હેં કહ્યું રાજન્, એ તો હમારી યજ્ઞ ધેનુ છે તે લઇ જવાની આપ ઇચ્છા કરશો નહિ. મ્હેં બહુ સ્હમજાવ્યા છતાં ન માની પોતાનું ક્ષાત્રબળ દેખાડવા લાગ્યા; આથી મ્હેં પણ ઉગ્રતાથીજ કહ્યું કે જ્યારે તું જબરજસ્તીથી લઇ જવાની શક્તિ બતાવે છે તો જોઇએ લઇ જા વારૂ ! વિશ્વામિત્રે પોતાના સૈનિકોને તે ધેનુ છોડી લઇ લેવાની આજ્ઞા કરી તેથી તેઓ ગાય લઇને ચાલ્યા. ત્યારે ગાયે મ્હને આર્ત—દુઃખિ અવાજે પૂછ્યું કે હે મહર્ષિ મ્હારો શો અપરાધ થયો કે આપ મ્હારો પરિત્યાગ કરો છો ? મ્હેં કહ્યું કે હે સુરભે ! હું ત્હને વિખૂટી કરવા ઇચ્છતો નથી પણ રાજા બળજોરીથી ત્હને લઇ જાય છે જો તું ત્હારી રક્ષા કરી શકતી હોય તો કર. આથી ગાયે ફુફાડો માર્યો કે અનેકાનેક ખુરાસાની રાક્ષસો તેના પગની ખરીમાંથી ઉત્પન્ન થયા! અને ક્રોધપૂર્વક વિશ્વામિત્રની સેના સાથે યુદ્ધ કરવા લાગ્યા. રાક્ષસોએ થોડીજ વારમાં બધી સેનાનો વિધ્વંસ—નાશ કરી મુકયો ! આથી વિશ્વામિત્રને પોતાના ક્ષાત્રબળ ઉપર અવિશ્વાસ અને ઘણા ઉત્પન્ન થયાં અને તેજ સમયે રાજ્યછોડી તપ કરવા વનમાં ગયા. હવે આપજ વિચાર કરો કે તે ગાય હતી કે બ્રહ્માની પણ દાદી હતી ! જેના ફુકારવાથી હરેક ચીજ અને મનુષ્ય રાક્ષસ સર્વ ઉત્પન્ન થઇ ગયાં ! આમ હતું તો ઇન્દ્રે આવી એકાદ ગૌ પોતાને ત્યાં કેમ ન રાખી કે જેથી દઇત્ય દાનવ કોઇ સ્વર્ગપર ચઢાઇ હલ્લો કરવાની હિંમત પણ ન કરતે !

"વળી પણ એક બીજી અદ્દ્ભુત કથા પુરાણકારે(દેવી ભાગવત ૬—૧૫) મ્હારા યજમાન્ સાથે મ્હારી લડાઇનું વર્ણન કરતાં લખી છે—રાજા ઇક્ષ્વાકુના બારમા પુત્ર નિમિએ એક વખત મ્હને યજ્ઞ કરવા બોલાવ્યો જે

યજ્ઞ ૫૦૦૦ વર્ષે પૂર્ણ થવાનો હતો. પરંતુ આ યજ્ઞ શરૂ થતાં પહેલાં દેવરાજ ઇન્દ્રે મ્હને યજ્ઞ કરવા નિમંત્રિત કર્યો જેથી મ્હેં રાજા નિમિને કહ્યું કે ઇન્દ્રનો યજ્ઞ કરાવી આવીને ત્હારો યજ્ઞ આપણે શરૂ કરીશું, રાજાએ કહ્યું કે હું તો સર્વ રૂષીઓને બોલાવી ચૂકયો છું અને સામગ્રી સઘળી તૈયાર થઇ ગઇ છે હવે હું એ યજ્ઞ રોકી લંબાવી શકું તેમ નથી, આપ મ્હારા વંશના પુરોહિત છો તેથી મ્હારો યજ્ઞ છોડી ધનના લોભ માટે ઇન્દ્રને ત્યાં જવું આપને યોગ્ય નથી. મ્હેં રાજાનું કહેવું ન માનતાં ઇન્દ્રને ત્યાં યજ્ઞ કરવા ચાલ્યો ગયો. આથી રાજા નિમિએ મહર્ષિ ગૌતમને પુરોહિત બનાવી યજ્ઞ કરાવી લીધો. જ્યારે ૫૦૦૦) વર્ષ પશ્ચાત્ હું ઇન્દ્રનો યજ્ઞ પૂર્ણ કરી રાજા નિમિને ઘેર પાછો આવ્યો તો જાણ્યું કે રાજાએ શયન કરેલું છે. રાજાના સેવકોએ રાજાને ઉઠાડયો નહિ તેથી મ્હને ક્રોધ આવ્યો અને રાજાને શાપ આપ્યો કે તેનું શરીર નષ્ટ થઇ જાવ! શાપ આપવાથી સેવકોએ રાજાને જગાડયો. તેણે આવીને કહ્યું કે હે મહર્ષિ ત્હમે અકારણ મ્હને શાપ આપ્યો અને લોભના પ્રેર્યા મારૂં—યજમાનનું કામ પડતું મૂકી ઇન્દ્રને ત્યાં ચાલી ગયા હતા. યદિ હું જાગતો હોત અને ત્હમારી પાસ ન આવ્યો હતે તો તો અવશ્ય અપરાધી ગણાતે, પરંતુ મ્હને નિદ્રાગ્રસ્તને ત્હમે શાપ આપ્યો તેથી ત્હમારૂં અવિવેક પૂર્ણ અને ક્રોધી શરીર પણ નષ્ટ થઇ જાઓ! રાજાનો આ શાપ સાંભળી હું બ્રહ્માજીની પાસે પહોંચ્યો અને સર્વ હાલ સંભળાવ્યો. બ્રહ્માએ કહ્યું કે ત્હારો બીજો જન્મ મિત્રાવરણને ત્યાં થશે અને ત્હારૂં વિજ્ઞાન વિનષ્ટ નહિ થાય. અસ્તુ. મ્હારો બીજો જન્મ થયો અને મ્હારી ઘડાથી ઉત્પત્તિ થઈ. હવે રાજા નિમિનો હાલ સાંભળો. તેનું શરીર તો નષ્ટ થયુંજ, પરંતુ બ્રહ્માજીના વરથી તેનો વાસ મનુષ્ય માત્રના નેત્રપર થયો, જુઓ તો ખરા—કેવી હાંસીની કહાણી છે? શું રાજા નિમિની પૂર્વે મનુષ્યને પલક (નિમેષ) આંખપર નહોતા? જો એમજ હતે તો મહર્ષિ ગોતમે જીવના (**निमेष उन्मेषादि**) સામાન્ય લક્ષણો કહ્યા છે તે શું મિથ્યા છે?......"

મહર્ષિ વશીષ્ઠજીની વાત સાંભળી સભાપતિએ પોતાના આસનપરથી ઉઠીને કહ્યું કે હજી સુધી કોઇપણ વસ્તુના 'અધિષ્ઠાતા દેવે' પોતાની સંમતિ પ્રકાશિત કરી નથી કે જેથી તે તે વર્ગની સંમતિ જણાય; એ માટે હવે કોઇ પણ વસ્તુવિશેષના અધિપતિએ પોતાનો અભિપ્રાય જણાવવો જોઇએ. આ પ્રમાણે સભાપતિનું કથન થતાં સર્વ નદિઓના અધિપતિ

## શ્રીમાન્ સમુદ્રદેવ

ઉભા થઈ કહેવા લાગ્યા કે "સભ્યસભાસદો! પુરાણવાળાએ મ્હારી જે દુર્દશા કરી છે તે અકથનીય છે. આપ લોકોએ મ્હને વલોવ્યાની કહાણી તો જરૂર સાંભળીજ હશે? જુઓ તો તેમાં કેવો અક્કલશૂન્ય ઝગડો મચાવ્યો છે? મ્હને વલોવવા માટે મેરૂ પર્વતને ઉઠાવીને દેવતાઓએ મ્હારી અંદર નાંખ્યો પછી સર્પરાજ વાસુકીને નેતરૂં (દોરડું) બનાવી એક તરફ દેવતાઓ અને બીજી બાજુએ દૈત્યોએ ખેંચી ગડગડાટ કરતાં વલોણું ચલાવ્યું. આમાં વિષ્ણુની ચાલાકીથી દૈત્યોને સર્પના મુખ તરફનો ભાગ પકડવા આપેલો કે જેથી દૈત્યોને ઝેર ચઢે અને દેવતાએ તો સાપના પૂછડાનો ભાગ પકડેલો હતો! છતાં પણ આ ચાલાકી કાંઇ હિતકર નિવડી નહિ કેમકે સાપ દૈત્યોને કરડી શકયો નહિ! હવે જે જે સારી ચીજો નીકળતી ગઇ તે તે દેવતાઓએ રાખી અને ખરાબ હતી તે દૈત્યોને આપવા માંડી. ઉચ્ચૈશ્રવા ઘોડો તો દેવરાજ ઇન્દ્રે લીધો, લક્ષ્મીએ વિષ્ણુજીને પસંદ કર્યા, ભોગ બિચારા ભોળાનાથના, કે વિષ તેમને પીવું પડયું! એ તો સર્વ ઠીક પણ જ્યારે મદિરા નીકળી ત્યારે તો ભાંડો ને શરમાવે એવી હાંસી ઠઠ્ઠા થવા લાગ્યા! દૈત્યોને છળવાને માટે સ્વયં ભગવાન્ વિષ્ણુને મોહિની રૂપ ધારણ કરવું પડયું તે રૂપથી હમારા ભોળાનાથ એવા બહેંકયા કે વિષ્ણુના પણ છક્કા છૂટી ગયા. પોતાનો પિંડ પણ મહા મુસ્કેલીએ છોડયો! અસ્તુ. બાદ તેજ મોહિની સ્વરૂપથી વિષ્ણુએ દૈત્યોને છળીને દેવતાઓને અમૃત પાયું. ભલા આપજ વિચારો કે ખારા પાણીમાં—અરે તે પણ અગસ્ત્યના મૂત્રમાં અમૃત કયાંથી આવ્યું? દેવવરો! શું પુરાણવાળાએ આપ લોકોને એક પ્રકારની હલકી ગાળ નથી આપી કે અગસ્ત્યરૂષીના પેશાબથી મ્હારી (સમુદ્રની) ઉત્પત્તિ લખીને તેમાંથી ઉત્પન્ન થયેલ અમૃત (કે એમોનીયા ?!) નું આપ લોકોને પાન કરાવ્યું? વળી એ પણ વિચારણીય છે કે મારામાં કોઇએ મહુડા કે ગોળ શું નાંખી રાખ્યો હતો કે જે વલોવવાથી તેમાંથી શરાબ નીકળી આવ્યો? ઉપરાંત જે ધનવન્તરિના પિતા દીર્ઘતમા છે અને જે કાશીના રાજકુલમાં પેદા થયેલા છે તે ધન્વંતરિની ઉત્પત્તિ પણ મ્હારી અંદરથી બતાવી છે! તેમ હોય તો તેઓ શું માછલી યા પ્રાણીથી ઉત્પન્ન થનાર જીવ હતા? સુશ્રુતમાં ધન્વંતરિ સ્વયં કહે છે કે:—

**अहं हि धन्वन्तरिरादिदेवो जरारुजा मृत्यु हरोमराणाम् ।
शल्याङ्गमङ्गैरपरै रुपेतम् प्राप्तोस्मि गाम्भूय इहोपदेष्टुम् ॥**

જો પુરાણોમાં કહ્યા પ્રમાણે ધન્વન્તરિની ઉત્પત્તિ મ્હારા મથનથી હતે તો તેઓ પોતાની વડાઇ આટલી બધી ગાઇ આદિ દેવ બનવાનો દાવો કેમ કરતે? આત્મશ્લાઘા કરવી એ સભ્યતાથી વેગળું નથી શું?

"મહાશયો! જે નદિયોનો મ્હને પતિ બનાવ્યો છે તેની કથા સાંભળો. દેવી ભાગવતમાં લખ્યું છે કે એક દિન બ્રહ્માના દરબારમાં ગંગા ઉભી હતી. તે સમયે ઇન્દ્ર પણ હાજરી આપવા પહોંચી ગયા! અને સાથે બીજા દેવતાઓ પણ ત્યાં ઉપસ્થિત હતા. દૈવવશાત્ એમ બન્યું કે વાયુથી ગંગાનું વસ્ત્ર ઉડી ગયું જેથી સર્વ દેવોએ નીચી નજર કરી લીધી પરંતુ દેવરાજ (ઇન્દ્ર) તો અનિમિષ નજરે તાકીને જોઇ રહ્યા. ગંગાજી પણ ઇન્દ્ર સ્હામા કટાક્ષ ફેંકતાં જરા હસ્યાં. આ ધૃષ્ટતા—બેઅદબી જોઇને બ્રહ્માજીએ બન્નેને શાપ આપ્યો કે ત્હમે મનુષ્ય યોનિમાં જન્મ લો. આ જ કથાની ભુલ ભુલામણીમાં પુરાણવાળાએ બીજી પણ ઉપકથા જોડી દીધી છે કે જ્યારે શાપ પામેલ ગંગા બ્રહ્માના દરબારથી પાછી ચાલી, ત્યારે તેણે જોયું કે આઠ વસુઓ રસ્તામાં રડતા બેઠા છે અને ગંગાજીને જોઇ તેઓ ધ્રુસ્કે ધ્રુસ્કે રોવા લાગ્યા. ગંગાએ આશ્વાસન આપી પૂછયું કે ત્હમે કેમ રડો છો? તેઓએ કહ્યું કે હમને બધાને વશિષ્ઠઋષિએ મનુષ્ય યોનિમાં જન્મ લેવાનો શાપ આપ્યો છે. કારણ એ હતું કે હમો સર્વે પોતપોતાની સ્ત્રીઓ સાથે વનવિહાર કરતા કરતા વશિષ્ઠજીના આશ્રમપર પહોંચી ગયા. વશિષ્ઠજીએ પોતાની યજ્ઞ ધેનુ પાસેથી અતિથિ સત્કાર કરવાની સર્વે સામગ્રી લઇને હમારો સારો સત્કાર કર્યો. ગૌની આવી અપૂર્વ શક્તિ જોઇ હમારામાંના એક વસુની સ્ત્રીએ હઠ કરી કે આ ગાયને લઇ લેવી જોઇએ જેથી તેણે ગાયને ચોરી લીધી, પણ તે દિવ્ય ગાયે વશિષ્ઠજીને કહી દીધું, તેથી ઋષિએ ક્રોધિત થઇને કહ્યું કે મનુષ્ય સમાન બુદ્ધિવાળા ત્હમે મનુષ્ય યોનિમાં જન્મ લેજો. હમે આ શાપ સાંભળી બહુ વિનતી કરી જેથી શાંત થઇ કહ્યું કે જેણે આ ગાય ચોરી છે તે ઘણા વર્ષ સુધી મનુષ્ય થઇ રહેશે અને બીજા વસુઓ જન્મ લેતાંજ શાપ મુક્ત થઇ જશે! હે ગંગે! હમે એજ દુઃખથી રડીએ છીએ. ગંગાજીએ એ સાંભળીને તેમને સંતોષ આપ્યો અને પોતાનું પણ દુઃખ સંભળાવ્યું તેથી એમ ઠર્યું કે વસુઓએ ગંગાના ગર્ભમાં જન્મ લેવો. એમજ કર્યું અને દેવરાજ ઇન્દ્ર શાન્તનુ બન્યા અને ગંગા ત્હેમની પત્નિ થઇ.

જ્યારે પોતાની પ્રતિજ્ઞાનુસાર સાત પુત્ર મારી ચૂકી ત્યારે આઠમો પુત્ર (પેલો ઘેનુ ચોર વસુ) ભીષ્મ ઉત્પન્ન થયો. અને પિતાના વરથી સ્વાધિન મરણ (અર્થાત્ મોતને હાથમાં રાખી શકે તેવો) થયો. આ તો ગંગાજીનો હાલ છે. યમુના અને તાપીના હાલ તો આપે સાંભળ્યાજ છે! ઉપરાંત પણ બીજી ઘણીએ નદિયોને પૌરાણિક ગપ્પીઓએ માનુષી બતાવી છે! પરંતુ લંડનની ટેમ્સ નદી પ્રથમ કોણ હતી તે તેઓએ બતાવ્યું નથી! હા. એક વાત તો હું કહેતા ભૂલીજ ગયો કે એક નદીને તો રાજાની લાળથી ઉત્પન્ન થયેલી બતાવી છે! તે રાજા પણ પરમ સત્યવાદી હરિશ્ચન્દ્રના ધર્માત્મા પિતા જે હજી સુધી અંતરિક્ષમાં અધો લટકતા (ત્રિશંકુ) છે તેમના મોંમાંથી પડે છે આ નદીનું નામ કર્મનાશા એ માટે રાખેલું છે કે ત્હેમાં ન્હાવાથી અથવા તેના જળનો સ્પર્શ કરવા માત્રથીજ મનુષ્યના પૂર્વજન્મના સુકર્મ સર્વ નષ્ટ થઈ જાય છે. હું આપને એ પ્રશ્ન કરૂં છું કે ત્યારે આ નદીની આસપાસ રહેનાર સર્વે **પાપપુંજ** નહિ બનતા હોય? ત્હેમને માટે ઇશ્વર ન્યાયકારી અને દયાળુ નથી રહ્યો? આશ્ચર્ય તો એ છે કે આ નદીને કિનારે વસેલ ગયાપુરીમાં પિતૃઓનું શ્રાદ્ધ કરી અનેક પેઢીઓનું તારણ થાય છે. સ્વર્ગના દ્વાર ઉઘાડવાની ચાંપ અહિંજ લાળની ગંધાતી નદીના કાંઠેજ સુકર્મનો નાશ કરનારી છતાં દુષ્કર્મને તારનારી ગયામાંજ છે!

સભ્યવરો! પોપરાજ પુરાણકારોએ પોતાની મન ઘડંત-કલ્પિત ભૂગોળમાં લખ્યું છે કે મદ્ય, ઘી અને ઇક્ષુ (શેરડી) ના રસના સમુદ્ર છે. તો પછી ઘીના ગાડવા ભરી ભરી પુરાણીઓ તે સમુદ્રમાંથી શા માટે ભરી નથી લાવતા અને યુવાનના મરણના અંતકાળીઆ લોહીના લાડવા ઉડાવવાને સ્થાને ઘેરજ ખાસા ચ્હોંટીઆ ઉડાવતા નથી? આખી પૃથિવીપર ફરનારા મદ્યપી યુરોપીયનો શા માટે આ કુદરતી મદ્યનો વ્હેપાર કરતા નથી. વળી જો શરાબનો સમુદ્રજ હતો તો મ્હને મથીને શરાબ કાઢવાની શી જરૂર હતી? મહાનુભાવો, હું તો એજ ચ્હાઉં છું કે આવી અસંભવીત વાહીયાત વાતોથી ભરપુર પુસ્તકોને માન્ય પુસ્તકોના લીસ્ટમાંથી કમી કરવી જોઇએ." સમુદ્રરાજનું વ્યાખ્યાન સમાપ્ત થવા બાદ હવે

## ભગવતી ભૂમિ.

ઉઠી બોલવા લાગી કે "દેવગણ! આપ લોક જાણોજ છો કે જે પરમાણુથી મારૂં સંગઠન થયું છે તે પરમાણુ નિત્ય છે. અને રચયિતા ઇશ્વરે તેનો સંયોગ સૃષ્ટિની આરંભમાં કર્યો છે. પરંતુ પુરાણવાળાએ મ્હારી પવિ-

ત્રતા ઘટાડવા માટે લખ્યું છે કે મધુ અને કૈટભની ચરબીથી પૃથિવિ બના છે. ભલા, વિચારો તો ખરા કે જો મધુ અને કૈટભની પહેલાં હું ન હતે તો જે જળપર વિષ્ણુ સૂતા હતા તે જળ કોના આધારે હતું? વળી મ્હારા આધાર માટે જે ગપ હાંકી છે તે પણ હસવા જેવી છે. શેષ નાગના આધારે હું છું એમ લખ્યું છે! એ કેવી ઉપહાસ્યની કથા છે કે એક સર્પ જે કદ્રુ ( જે ભૂમિપર રહેનાર છોકરી હતી તેના ) ગર્ભથી ઉત્પન્ન થયો તે મ્હને કેમ કરી ધારણ કરી રહ્યો? વારૂ તેના જન્મપૂર્વ હું કયાં હતી? તેનો પણ એક આધાર બતાવ્યો છે. પણ હમે સર્વ લોક એક બીજાના આકર્ષણથી સ્થિત છીએ તે આ ભ્રમિત પુરાણવાળાને માલુમ નહોતું—વળી જડ પર્વતને પણ સંતાન કેમ કરી થતા હશે? પર્વતોનો વિવાહ તેમનું નિમંત્રણ આમંત્રણ તેમની સંતતિ વિગેરે તે કયા વિજ્ઞાનથી સિદ્ધ કરે છે? પૌરાણિક ગપ્પીમારોએ લાખ લાખ યોજનના વૃક્ષ લખ્યા છે, હાથી જેટલા જાંબુના ફળ અને તેના ટપકતા રસથી નદિ લખી છે—દ્વિપોનો વિસ્તારાદિ જે લખ્યો છે તેથી હસવું આવે તેમ છે.

"મહાશયો! એટલો સમય પણ નથી કે હું તે સર્વ વૃત્તાંત સંભળાવું, તથા પુરી સંમતિ પણ આપું; પણ એટલું તો હું કહું છું કે પુરાણોએ મ્હારા વિષયમાં સેંકડો અસંભવ—બીનકુદરતી વાતો લખી મારી છે જેથી પુરાણો અવશ્ય જપ્ત ( Proscribe ) કરવા જોઇએ."

## સભાપતિ ઇન્દ્ર

ભગવતિ ભૂમિ—ધરતીની વકતૃતા સાંભળી સિંહાસન પરથી ઉઠયા અને બોલ્યા કે "આપલોકોએ આ મહતિસભામાં જે વ્યાખ્યાન સાંભળ્યાં, મારી સંમતિમાં એ સર્વનો સારાંશ એ છે કે પુરાણ બનાવનારાઓએ આપ લોકોપર સહસ્ત્રો મિથ્યા દોષ લગાડયા છે, અતએવ આપલોકનો વિચાર એ છે કે એ સર્વ પુરાણોને રદ્દીખાના ( Wastepaper Basket )માં નાંખી દેવા. એ પણ સિદ્ધ થયું છે કે વિષ્ણુ ભગવાન તથા શિવજી મહારાજ પણ આપ લોકથી સમ્મત છે. જો કે બ્રહ્માજીએ હજી સુધી પોતાની સંમતિ પ્રકાશિત કરી નથી, તોપણ તેઓ જરૂર આપની સાથે સંપૂર્ણ સમ્મતજ હશે કેમકે ત્હેમનાપર પણ પુત્રીગમનનું મહાકલંક લગાડયું છે! ઉપરાંત ભાગવતકારે ત્હેમને ચોર અને અજ્ઞાની પણ ઠરાવ્યા છે. ટુંકમાં તેમનો મત પણ આપને મળતોજ છે, છતાં હજી સુધી ઘણા દેવતા અને દેવીઓએ પોતાની સંમતિ આપી નથી અને ત્હેમનો મત આ

-ના અનિવાર્ય અને આવશ્યકીય છે. આપ એ પણ ધ્યાનમાં રાખશો કે સમય ઘણો થઇ ગયો છે અને હવે જો કદિ દેવ વ્યાખ્યાન કરશે તો સંધ્યોપાસનનો સમય થઇ જશે એથી મ્હારા વિચારમાં આજની સભા વિસર્જન કરવી ઉત્તમ છે. વળી બીજે દિવસે સભા કરી આ જ વિષય પરની અધૂરી ચર્ચા પૂરી કરીશું.

આધુનિક આચાર્યો

માંથી સ્વામી શંકરાચાર્ય તથા રાજા રામમોહનરાય આદિ અદ્વૈતવાદી ધર્માચાર્યોએ નાક મ્હોં ચઢાવી ઉહાપોહ કર્યો કે સન્ધ્યોપાસન માટે સભા વિસર્જન કરવી ઉચિત્ નથી, કેમકે જે લોકોને આત્મસાક્ષાત્કાર થઇ ગયો છે તે પરિપક્વજ્ઞાનવાળા દેવતાઓને બહિરંગ સાધન સ્વરૂપ ઉપાસનાની આવસ્યકતા નથી. એ પ્રસ્તાવને યુરોપીયન અનેક વિચારકોની સાથે મેડમ બ્લેવેટસ્કીએ અનુમોદન આપ્યું. પરંતુ શ્રી રામાનુજાચાર્ય તથા પરમપદારૂઢ મહર્ષિસ્વામી દયાનંદ સરસ્વતીજી મહારાજ સ્થાપિત આર્યસમાજના એક સમર્થ વકતાએ તે પ્રસ્તાવનો બલપૂર્વક વિરોધ કર્યો. અને મહમ્મદ સાહેબે યુરોપીયલોકને પોતાની તેગ (તલવાર) બતાવી ધમકાયા કે "ઇસ્તગફુરૂલ્લા આપલોક કૈસે બન્દેખુદા[1] હૈં જો ખુદાકી ઇબાદતમેં[2] ખલલ ડાલના ચાહતે હૈં"

આવી મહમ્મદ સાહેબની ધમકી સાંભળી મોલાના રૂમ ઉઠીને બોલવા લાગ્યા કે હમે લોકો આજાદ ( સ્વતંત્ર ) છીએ કોઇના બંધનમાં નથી હમારો તો એ વિશ્વાસ છે કેઃ—

[3]નુકતે કે હેર ફેરમે હમસે જુદા હુઆ;
નુકતા જો ફેર દે દિયા આપહી ખુદા હુઆ !

આ સર્વની તકરાર સાંભળીને બાબૂ કેશવચંદ્ર સેન જોશ પૂર્વક ઉઠી બોલવા લાગ્યા કે "માશયગોન ! આપનારા એઇ હુડા હુડી આર મારા મારી કેનો કારચેન, ઉભય દોલેર અભીમીમાન્શા કોરે દીચ્ચી; આપનારા ગૉડ બોલુન, ખુદા બોલુન વા ઇશ્શોરઇ બોલુન કિન્તુ યાકટી ઉપાસ્સ અવશ્શઇ માનિતે એષે આર ઉપાસનાર કોનોઇ શમય નિર્ધારિત હોતે પારેના, શુતરામ્ વિષયે કોલહકોરા અનાવશ્શક."

---

૧ ઈશ્વરને માનનાર.

૨ ભક્તિ—ઉપાસના.

૩ અર્થાત્ ખુદ અને ખુદા લખવામાં એક મીડાનોજ ફરક છે !

## સભાપતિનો નિર્ણય અને વિસર્જન.

આમ સર્વની દલીલો તકરારો સાંભળી લઇને સભાપતિ ઇન્દ્ર મહારાજે હસતાં હસતાં ઉઠી બોલ્યા કે દેવવૃન્દ ! હું સમજું છું કે સન્દયોપાસનના નિત્ય નિયમને બાધ ન આવે એ હેતુથી સભાનું કામ બંધ કરવામાં ધર્માચાર્યોની વિધવિધ સમાતિઓ દેખાય છે તેથી આ વિષયમાં સમસ્ત સભાસદોના ( વોટ ) અભિપ્રાયો જાણવા આવશ્યક છે. માટે જેઓ સભાનું કામ બંધ કરવા ઇચ્છા કરતા હોય તેમણે પોતાના હાથ ઉંચા કરવા. ' આ શબ્દ ઉચ્ચારાતાંજ એટલા બધા દેવ દેવતાઓએ પોતાના હાથ ઉંચા કર્યા કે બંધન કરનાર બહુજ અલ્પ સભાસદો ખૂલ્લા દેખાઇ આવ્યા જેથી મહારાજ ઇન્દ્રે એકદમ સભા વિસર્જન કરી નાંખી. સમય આધક થઇ જવાથી ઉપસંહાર પણ પોતે કર્યો નહિ, કેવળ ઇન્દ્ર મહારાજનો જયઘોષ ઉચ્ચારી સર્વે દેવતાદિ પોતપોતાના વાહનોપર સ્વાર થઇ ચાલી ગયા અને અમરાપૂરીનો હોલ નિર્જન થઇ ગયો.

પાઠક ગણ આપ નિરાશ ન થતા કારણ હમારા સ્વર્ગીય સમાચાર દાતાએ ફરીથી આ મહાસભા ભરાશે ત્યારે સમાચાર મોકલવાની પ્રતિજ્ઞા કરી છે અને હમે પણ ડીવાઇન મેઇલ સર્વીસમાંથી પ્રેસમેટર આવવાની પ્રતીક્ષામાં હમારૂં આ વૃત્તાન્ત આટલેથી બંધ કરી વિરમીએ છીએ. ઇતિશુભમ્

**( સ્વર્ગમાં મહાસભાનું પ્રથમાધિવેશન સમાપ્ત. )**